# ધાવણની ધાર

## અને બીજી વાતો



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

ત્રણ આના

આજ લેખકનું બીજું પુસ્તક વાંચો:—

## કાળમુખો અને બીજી વાતો

**જેમાં**

કાળમુખો, રખડેલ નતોડ, મુચ્છાકાકા, છપ્પર પગી, મચો ગોર કાવ્યો; એ પાંચ રસપ્રદ વાતો આપેલી છે.

પાન ૬૪ : મૂલ્ય ૦-૩



### અનુક્રમ

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ધાવણની ધાર

## અને બીજી વાતો

★

લેખક:
ચુનીલાલ મડિયા

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

ત્રણ આના

# ૧ : ઘેર બેઠે ગંગા

હા ! હા ! હા ! હા !...હા ! હા ! હા ! હા !

વર્ગમાં હસાહસ થઈ પડી.

માસ્તરે દરબારને પૂછ્યું: 'દરબાર ! પૃથ્વીનો આકાર કેવો છે ?' અને દરબારે તેમની પોતીકી બોલીમાં જવાબ આપ્યો: 'સકરડા જેવો !'

કેટલાક ટીખળીઓએ તો 'સકરડું', 'સકરડું' કહીને દરબારની મશ્કરી કરવાની મઝા પણ માણી લીધી. દરબાર પોતાને ભોગે બીજાઓને હસાવે એવા પરમાર્થી હતા.

પરમ દિવસે માસ્તરે ભૂગોળ શીખવવી શરૂ કરી ત્યારે પૃથ્વી કઈ જાતનું પ્રાણી હશે, એ જ દરબારને સમજાતું નહોતું. પછી માસ્તરે લાડવાનો ને દડાનો દાખલો આપીને અને પાટિયા પર ગોળ ચક્કર દોરીને સમજાવ્યું કે પૃથ્વી ગોળ છે, ત્યારે મહા મુશ્કેલીએ દરબારના મગજમાં એટલું જ પ્રવેશી શકેલું, કે 'પ્રથમી ગોળ સકરડા જેવી સે !'

'દરબાર, પાટિયા ઉપર ચકરડું તો મેં સમજાવવા માટે દોર્યું હતું. ખરી રીતે તો પૃથ્વી લાડવા જેવી છે. હવે વિદ્યાધિકારી સાહેબ પૂછે ત્યારે જોજો વળી આવું બોલી બેસતા !' માસ્તરે તેમની ઉપર અહોનિશ ઝઝૂમતો વિદ્યાધિકારી સાહેબનો ભય યાદ કર્યો.

અને પછી તેમણે ભૂગોળ સમજાવવી શરૂ કરી; પણ

આજ વર્ગમાં કોઈ બરોબર ધ્યાન આપતું જણાયું નહિ. બહાર રસ્તા પર ઝડપી અવરજવર ચાલી રહી હતી અને આખો વર્ગ એ દોડધામ જોવામાં રોકાયો હતો. માસ્તર હજી કોઈને કાંઈ પૂછેકારવે તે પહેલાં તો વર્ગનો મહા-રાજાધિરાજ છોકરો નવલો શ્વાસભેર દોડતો આવીને બોલ્યો:

'સાબ, સા'બ! ગંગાજી નીકળ્યાં છે!'

'હેં...એં...એં...? ક્યાં? ક્યાં?' માસ્તરના હાથ-માંથી ભૂગોળ પટ કરતીકને નીચે પડી ગઈ.

'ધોરી વાવમાં, જીવા પટેલને ખેતરે. હું તો નહાઈ આવ્યો. મુખ્યાજી કહેઃ તારા માસ્તરને ઝટ તેડી આવ્ય.'

મથુરાદાસજી માસ્તર એટલે હાડેહાડ વૈષ્ણવ. ગામડાની એ નિશાળમાં ચાર કલાક ભણાવવાનું કામ તો તે એક પ્રવૃત્તિ ખાતર કરતા એટલું જ; બાકી તો શ્રી મહાપ્રભુજી-ના એ પરમભક્ત સવારમાં મંગળાનાં દર્શનથી માંડીને તે સાંજે શયન સુધી ઠાકોર–સેવામાં જ રચ્યાપચ્યા રહેતા. છેલ્લાં વીસ વરસથી તેમણે મરજાદ લઈને ઘરમાં ઠાકોરજી પધરાવેલા, ત્યારથી દર વર્ષે ગંગાજીના પવિત્રોદકની ખાસ લોટીઓ મગાવતા અને સવારમાં તુલસીપત્ર સાથે તેનું પાન કર્યા વગર બીજું કાંઈ મોંમાં ન મૂકતા. તેમના જેવા સ્નાનપ્રિયને ઘેર બેઠે ગંગાજી મળે એથી બીજું કયું પરમ ભાગ્ય હોઈ શકે?

'નવલા! જા, મેંદીની વાડમાંથી એક સારી જેવી સોટી કાપી આવ્ય; અને જે કોઈ ઊં કે ચૂં કરે, એને

કાનખૂટ પકડાવજે.' નવલાને વર્ગનો 'ચાર્જ' સોંપી માસ્તર હાંફળાફાંફળા પગમાં ઉપાન પણ પહેર્યા વગર જીવા પટેલના ખેતર તરફ ધસ્યે જતાં ટોળાંમાં ભળ્યા.

ધોરીવાવ ગામથી ચારેક ખેતરવા હશે. આખો યે ગાડામાર્ગ અત્યારે ગંગામૈયાના યાત્રાળુઓથી ઉભરાતો હતો. સ્ત્રીઓ અને બાળકો, જુવાન અને વૃદ્ધ—સહુ ધોરી-વાવમાં પ્રગટ થયેલાં ગંગાજીમાં સ્નાન કરી પાવન થવા જઈ રહ્યાં હતાં. એંશી એંશી વરસનાં ઘરડાંઓ, જેઓ આમ તો ઘરની બહાર પગ પણ ન મૂકતાં, એ પણ ગાડાંમાં બેસીને ચાલી નીકળ્યાં હતાં. નહાઈ નહાઈને જેઓ પાછાં વળતાં હતાં, તેમને જનારાં સૌ પૂછી શકાય તેટલું પૂછતાં હતાં: 'એ, હવે કેટલું આઘું રહ્યું ?' 'પાણી સાવ ધોળું છે, અલ્યા ?' 'એઈ, દીવો થાય છે કે નહિ ?' તો વળી કોઈ અધીરું પૂછતું: 'અરે વહ્યાં તો નથી ગ્યાં ને ?'

માસ્તર જીવા પટેલને ખેતરે પહોંચ્યા, ત્યારે ખેતરમાં યાત્રાળુઓનું કીડિયારું ઉભરાતું હતું. ધોરીવાવ અને જીવા પટેલનું ખેતર અત્યારે યાત્રાનાં ધામ જેવાં થઇ પડ્યાં હતાં. ખેતરને શેઢેથી માંડીને તે છેક વાવના પગથાર સુધી પાઈ—પૈસો અને ચપટી ચોખા માગનારાંઓએ પાથરણાં પાથરીને નહાવા આવનારાઓનું સ્વાગત કરતા હોય તેમ બંને બાજુ કતારો બનાવી દીધી હતી. તે ઉપરાંત, જીવા પટેલે પોતાના ખેતરમાં ગંગાજી નીકળ્યાં તે માટે લાગા તરીકે સવા પાંચ આના લેવા નક્કી કર્યા હતા. એ તો

સવા પાંચ આના જ ફી હતી, પણ સવા રૂપિયો હોત તો પણ પતિતપાવની ગંગામાં સ્નાન કરવાથી મળતા પુણ્ય બદલ આજે એની કાંઈ વિસાત કોઈ ન ગણત. માસ્તર આ બધા લાગા ચૂકવતા ચૂકવતા માંડ વાવ પાસે પહોંચી શક્યા, પણ ત્યાં તો ઊભવાની જગ્યા પણ મુશ્કેલી-થી મળી શકે તેમ હતું. સૌ જે સાધન હાથ આવે, તે વતી પાણી ખેંચીખેંચીને નહાતું હતું. અરે કેટલાંકે તો પાઘડી લાંબી કરીને તેનો પાણી ખેંચવાના સીંચણિયા તરીકે ઉપયોગ કર્યો હતો. નહાવા માટે પડાપડી થતી હતી. કેટલાંક મરજીવીઓ તો બની શકે તેટલા ઘડા ધાર્મિક શબ્દોના ઉચ્ચાર સાથે ઢોળ્યે જ જતાં હતાં. સ્ત્રીઓ ગાગરો ભરીભરીને પાણી ઘેર લઈ જતી હતી. જેની પાસે કાંઈ સાધન નહોતું, તે એકાદ નાનો લોટો કે છેવટે પતરાનું ભાંગેલતૂટેલ ડબલું કે એવું કંઈક પણ ભરીને ગંગાજીને ઘેર લઈ જતાં હતાં.

કોઈ જુવાનિયાં ગંગાજીના પ્રાગટ્યની સત્યાસત્યતા વિષે બીતાં બીતાં શંકા ઉઠાવતાં, તો વૃદ્ધો તરત ખબર લઈ નાખતાઃ ‘અરે જોતા નથી, ધોળું દૂધ જેવું પાણી થઈ ગયું છે એ?’

‘બસ, ગંગાજી જ પ્રગટ્યાં છે. ગંગોત્રી પાસેનો પ્રવાહ આવા જ રંગનો છે.’ માસ્તરે પોતાના ભૂગોળના જ્ઞાનનો ઉપયોગ કર્યો.

‘અરે, આ કળજગમાં ગંગાજી નીકળ્યાં ઈ ગામનાં

પુન્ય હમજોને, ભલા માણહ !'

'હા; છપ્પનિયા મોર એક વાર હાથિયે પાણી નીકળ્યાં'તાં. માંરો તો તંયે જલમે ય નંઈ. મારો કાકો મારા જીવડા, તી ઈ વાતું કરતા, કે સરવાણીમાંથી ધોળું ધોળું પાણી હાલ્યું જ આવે, બસ હાલ્યું...ઉં...જ આવે ! ઠેઠ ક્યાં ક્યાંનું માણહ નાં'વા આવ્યું 'તું !' કોઈ ભૂતકાળપ્રેમીએ ભૂતકાળ ઉખેળ્યો.

'જીવા પટેલનાં ય ઊઘડ્યાં, તી ઈની જ વાડીમાં માતાજી પ્રગટ્યાં !' સૌ જીવા પટેલને અભિનંદન આપતાં હતાં.

'અરે હું તો મેઘલા લવારની કોઢયમાં દાંતીને પાણી ચડાવવા બેઠો 'તો. છોરો ભીમડો ઢોરાં લઈ ને ખેતરે ગ્યો'તો, ઈ કોહે બેહવા ગ્યો ને તરત પાછો આવીને કે': 'આતા, આતા ! વાવ્યમાં પાણી સાવ ધોરું છાશ્ય જેવું કાં ?' મેં કૂં, 'હાલ્ય જોઉં, ગોરબાપાને બતાવી દઈં.' હું તો નાથાબાપાને પૂજામાંથી ઉઠાડીને ખેતરે લઈ ગ્યો; ને વાવ્યમાં જોઈ ને કયે, કે–'આ તો ગંગામા નીકળ્યાં છે !' જીવા પટેલ હરખાતા હરખાતા સૌને આ હકીકતના જુદા જુદા ઉત્તર આપતા હતા.

માસ્તરે શરીર સહન કરી શક્યું ત્યાં સુધી તો નહાયા કર્યું અને પેટમાં સમાઈ શક્યું તેટલું પાણી પી લીધું. પછી કોગળા જ કર્યે રાખ્યા. શરીર આખું ધ્રૂજતું હતું, પણ એ ધ્રૂજારીને તેમણે ધર્મપાઠના ઉચ્ચાર વડે જડબાંની ડાકલી બજાવીને જણાવા દીધી નહોતી. વર્ગમાં

શીખવતા તે બધી યે પવિત્ર નદીઓનાં નામ તેઓ અત્યારે લઈ રહ્યા હતા. છેવટે આ ધૂનમાંથી પરવાર્યા, ત્યારે સૌને કોઈ ને કોઈ વાસણમાં ગંગાજી ઘેર લઇ જતાં જોયા. એ જોઇને તેઓ મુંઝાયા; કેમ કે વર્ગમાં ભૂગોળ શીખવતાં શીખવતાં જ તે નહાવા ચાલી નીકળ્યા હતા તેથી કાંઈ



સાધન તો પાસે હતું નહિ. અંતે તેમણે યુક્તિ અજમાવી.

કોઈનું વધારાનું અબોટિયું માગી લઈને તેને ખૂબ ભીનું કર્યું. અંદર રહી શક્યું તેટલું પાણી લઈ લીધું; અને હળવે હળવે કોઈ અસ્પૃશ્યનો ઓછાયો ન પડી જાય તેવી રીતે, ઘર તરફ જવા નીકળ્યા.

રસ્તે બીજાં જે કોઈ પાણી લઇ જતાં હતાં તેમને માસ્તર વણમાગી સલાહ આપતા હતા: 'જઈને તરત ગોખલામાં મૂકી દેજો. ગોખલો ગૌછાણથી લીંપી લેજો. જો, કોઈ મહેતર આડું ન ઊતરી જાય!'

ઠેઠ મધરાત પછી પાણીમાંથી ધોળો રંગ ઓછો થવા માંડ્યો, ત્યાં સુધી અનેક ભાવિકોએ નહાયા કર્યું.

બીજે દિવસે માસ્તરને શરદી થઈ ગઈ હોવાથી તેઓ ધ્રૂજતા ધ્રૂજતા વર્ગમાં આવ્યા અને ભૂગોળ લેવી શરૂ કરી:

'હિંદુસ્તાનની મુખ્ય નદીઓ બોલ, જોઈએ, બાબુલાલ!'

'સિં...ઈં...ઈં...ધુ, ગં...અં...અં...ગા, બ્રહ્મપુ-...ઉ...ઉ...ત્રા...આ...આ...આ...' બાબુલાલે મરશિયાના રાગમાં જવાબ આપ્યો.

'સિંધુ નદી ક્યાંથી નીકળે છે? ચંપકલાલ!'

'સા'બ, હિમાલયમાંથી.'

'હં, બરોબર; ગંગાજી ક્યાંથી નીકળે છે? દરબાર!' દરબાર ઝોકાં ખાતા હતા, તેમને માસ્તરે જાગ્રત કર્યા.

'જીવા પટેલને છેતરેથી, સા'બ!' દરબારે જવાબ આપ્યો.

અને વર્ગમાં હસાહસ થઈ પડી.

માસ્તર આમેય ધ્રૂજતા હતા, તે આ એકાએક હસાહસ થઈ પડવાથી વધુ ધ્રૂજી ઊઠ્યા. ફટાકડાની સેર ફોડી હોય તેમ હા...હા...હા...હા...ની તડાફડી બોલી રહી. થોડી વારે સૌ હસીહસીને થાકી ધીમેથી શાંત પડ્યા, ત્યારે માસ્તરે શરૂ કર્યું: 'દરબાર, જીવા પટેલને ખેતરેથી કાલે નીકળ્યાં હતાં, એ ગંગાજી......'

'સા'બ, સા'બ, તમને પોલીસપટેલ બોલાવે છે.' નવલો બહારથી દોડતો આવીને બોલ્યો.

'શું છે? શું કામ છે?' માસ્તરની ધ્રૂજનરી વળી સવિશેષ વધી.

'કોણ જાણે! જીવા પટેલને ખેતરે બેઠા છે; અને પંચનામું કરવા ખડિયો, કલમ ને કોરા કાગળ લઈને આવવાનું કીધું છે; ઝટ કરો.' નવલો બોલ્યે જતો હતો.

માસ્તર મેજના ખાનામાંથી ખડિયો, કલમ ને કાગળ કાઢીને પગમાં 'ઉપાન' પણ પહેર્યાં વગર હાંફળાંફાંફળા ચાલી નીકળ્યા—ગંગાજીમાં નહાવા જતી વખતે નીકળ્યા હતા તેમ જ.

કમનસીબે માસ્તર ગામમાં વાંચી-લખી જાણે એવા માણસ રહ્યા, એટલે તેમના ખડિયા-કલમને અનેક સારા-માઠા પ્રસંગોએ કામ કરવું પડતું. ઘડીક કાછડી ખોસતા તો ઘડીક ડગલાનાં બોરિયાં બીડતાં તેઓ નવલાની પાછળ પાછળ જીવા પટેલને ખેતરે પહોંચ્યા. ધોરીવાવની

બાજુમાં પોલીસપટેલ તથા બે પસાયતા ખાટલો ઢાળીને બેઠા હતા અને થોડી થોડી વારે જીવા પટેલને ગાળો દેતા હતા. ખાટલા પાસે ત્રિકમ, કોદાળી ને માટી ભરવાનો ટોપલો, બે ઠીકરાના ઘડા વગેરે જેમ તેમ પડ્યાં હતાં.

'આવો, મહેતાજી! બેહો, બેહો. પંચનામું કરો આ હરામખોરનું!' પોલીસપટેલે માસ્તરને બેસાડ્યા.

'શાનું પંચનામું?' માસ્તરે કંપી ઊઠીને પૂછ્યું.

'અરે આ ચૂનાનાં માટલાં વાવમાં નાખીને ગંગાજી કાઢયાં છે, તે...' પોલીસપટેલે કહ્યું અને જીવા પટેલ તરફ ફરીને બોલ્યા: 'ગામ આખાને અભડાવતાં શરમ ન થઈ?'

માસ્તરે પંચનામું લખવું શરૂ કર્યું. પોલીસપટેલનો એક એક શબ્દ તેમનાં હાથ અને કલમને ધ્રૂજાવતો હતો.

વળી થોડી વાર થઈ, એટલે પોલીસપટેલે તેમની પ્રિય ગાળો દેવી શરૂ કરી; 'પાડરડું લપસીને વાવ્યમાં ડૂબી મૂઉં, તી પાણી તો ગંધાઈ જ જાય ને? અરે એવું હતું, તો ગામમાંથી ફાળો કરીને પાણી ઉલેચાવવું'તું; પણ સા...કમજાત, આ ધંધો કરાય?' અને પછી છિઃ છિઃ કરીને થૂક્યા: 'ગામ આખાને અભડાવી માર્યું!'

માસ્તરે પડથારની કોર ઉપર બેસીને વિગતવાર કાગળિયાં તૈયાર કર્યાં—જે જગ્યાએ બેસીને આગલે દિવસે ગંગાસ્નાન કર્યું હતું ત્યાં જ.

## ૨ : બોડકી

જેવાં નિસ્તેજ ગામનાં લોકો હતાં, એટલું જ નિસ્તેજ મંદિરનું વાતાવરણ હતું. જમણી બાજુ ગામનો છેડો હોવાથી ત્યાં ચમારોનાં ઝૂંપડાં હતાં. એનાથી દૂર ચામડાંઓનો એક ખાલી રહેતો કૂવો હતો અને સૌથી આઘે મડદાંઓની ચેહના ધુમાડા ખાઈખાઈને કાળીભઠ થયેલ પતરાંની મસાણખડી હતી. એમાં કોઈ ખાખી એક કૂતરાને લઈને પડ્યો રહેતો અને ડાઘુઓ પાસેથી કાગડાને નાખતાં વધેલી સુખડી માગીને ખાતો અને રાત પડયે મડદાંઓની રાખ ચાળીચાળીને એમાંથી રૂપાની કટકીઓ વીણતો. આ દિશાનું વાતાવરણ જીવન કરતાં મૃત્યુનો જ અવાજ સંભળાવતું.

મંદિરની ડાબી બાજુએ ચાર વળી અને ફાંટયાં તૂટયાં ગૂણિયાં બાંધીને ઊભી કરેલી એક હોટલ હતી. એમાંનું એક ટીનનું તપેલું સાડાચાર વર્ષથી સાફ નહોતું થયું. મંગાળાના ત્રણ ભીમશિલા જેવા પાણા ઉપર એ ઊકળ્યા જ કરતું. શહેરની ચોર–બજારમાંથી ખરીદેલ પાંચ છ ભાંગેલ દાંડલાવાળા કાચના પ્યાલાઓને ઝીણિયા લુહારે લોઢાના પતરાંની ચીપો જડીને વધારે ટકાઉ બનાવ્યા હતા. એક આડા વાંસને છેડે બહારના ભાગમાં એલ્યુમિનિયમનો મેલો થયેલ ટોચાયેલો 'ઇસ્લામી' પ્યાલો પડી રહેતો.

હોટલની પડખે, જેનાં અણગમો ઉપજાવે એવી ખખડધજ પોલીસચોકી હતી. પોલીસચોકીની પાછળ પિરામિડોની યાદ આપે તેવા ઉકરડાના ઢગ થયા હતા. એમાં ગાયભેંસના છાણમૂતરનાં ગળતિયાં ખાતર, ભાંગેલ ઠામઠીકરાં, ઘસાઈ ઘસાઈને બૂઠાં થવા આવેલ સાવરણીનાં સૂંથિયાં વગેરેથી માંડીને લોહીઆળા ગાભા પણ સમાવિષ્ટ હતા. વૈશાખના બળબળતા તડકામાં આ ઉકરડાઓ તપી ઊઠતા, ત્યારે એમાંથી ખાટી ગંધ નીકળીને અર્ધા ગામને ભરી દેતી.

*

બાવાજી જાનકીદાસજી આ નિર્જીવ જણાતા ગામમાં એક જીવંત વ્યક્તિ હતા. ત્રણેક દાયકાથી તેઓ આ ચોરાના અધિષ્ઠાતા જેવા બની રહ્યા હતા. પોતાની લોકોત્તર પ્રતિભાના બળે સમસ્ત ગામલોકો ઉપર તેઓ શેહ પાડી શક્યા હતા.

ગામમાં ઘડિયાળનો ઉપયોગ બહુ ઓછો હતો. શહેરમાં જઈ આવેલ બે ચાર ઊજળિયાતો પાસે કાંડાં–ઘડિયાળ હતાં, પણ તેઓ તો એમને અમૂલ્ય ઘરેણાંની જેમ જતન કરીને વાર તહેવારે જ વાપરતા. ગામઠી નિશાળમાં એક મોટું ટાવર જેવડું ઘડિયાળ હતું; પણ ખુદ મહેતાજીને ય એના નાનામોટા કાંટાની નિજનિજી કામગીરીઓ સમજતાં મુશ્કેલી પડતી.

પણ ઘટિકાયંત્રની ગેરહાજરી જાનકીદાસજીનાં નગારાં-

એ જાણવા દીધી નહોતી. નિરુપદ્રવી મહેનતુ જીવન ગાળનાર ગ્રામવાસીઓને પરોઢે વહેલાં ઊઠવાના અને રાતે વહેલાં ઊંઘવાના જ સમય જાણવાની જરૂર હતી. જાણે કે આ માગ સંતોષવા જ બાવાજીની ખોડકી સવારમાં જ અટલ નિયમિતતાથી નોબત વગાડતી.

*

આ ખોડકી ગામલોકોને મન અનેક અગમ્યતાઓથી ભર્યું કુતૂહલ હતું. જંજાળોને સાધક જીવનમાં અંતરાય સમાન ગણીને, બધી જ રીતે અપરિગ્રહી બનેલા જાનકી-દાસને આ કોઈ અનાથ છોકરીની તે શી માયા લાગી છે, એ વિષે લોકો જાતજાતની અટકળો કરતા. એ હજી બાળકી હતી, ત્યારથી બાવાજીએ એનાં બાળોતિયાં ધોઈને માતાની ફરજો બજાવી હતી. કોઈ કહેતું, કે–'બાવાજીને આ છોકરી સાથે કોઈ દૂરનું સગપણ છે.' કોઈ કહેતું, કે–'વર્ષો પૂર્વે લુવારિયાં લોકોએ ગામની પાદરમાં ઉચાળા છોડ્યા, ત્યારે જતી વખતે આ છોકરીને ભૂલતા ગયા હતા અને બાવાજીએ એને પાળી–પોષીને મોટી કરી.' કોઈ વળી એમ માનતું, કે–'આ તો ગામના જ કોઈ ઊજળિયાતનું પાપ છે; બાવાજી-એ એને ગળે ટૂંપાતી ઉગારી લીધી અને બાંધી મૂઠી ઉઘાડી થાતાં રહી ગઈ!'

*

ખોડકીની આસપાસ આવી આવી કુતૂહલપ્રેરક વાયકાઓ વીંટળાઈ ન હોત તોપણ એનો દેખાવ જ

એવો હતો, કે સામા માણસને આપોઆપ એનામાં રસ લેતો કરી મૂકે. જે સૌંદર્યના અનર્થકારી પરિણામરૂપ આ બાળકી જન્મી હતી, એ સૌંદર્ય ફરી આ બાળકીના જીવનનું વિઘાતક ન બને, એ જોવા માટે જ જાણે કે બાવાજી બધું કરી ચૂક્યા હતા: બાળકીને વારસામાં મળેલ ઊજળા–ગોરા રંગને મંદિરની શુશ્રૂષા અને ખડતલ જહેમતે કાંઈક પાકો ઘઉંલો બનાવ્યો હતો. ઘાટીલું નમણું મોં જાણે કે બાવાજીનાં ટપલાં ખાઈ–ખાઈને જ બેડોળ બની ગયું હતું. કોણ જાણે શા ઉદ્દેશથી, પણ બાવાજીએ શરૂથી જ આ છોકરીના માથા ઉપર વાળ ઊગવા નહોતા દીધા. એક વાળંદ સેવાભાવથી દર શુક્રવારે મંદિરે આવીને બોડકીનું માથું મૂંડી જતો; પણ કિશોરાવસ્થા મૂકીને બોડકીએ યુવાવસ્થામાં પ્રવેશ કર્યો, ત્યારે તેનું માથું ખરે-ખર તેની કદરૂપતામાં વધારો કરતું લાગ્યું. છતાં જાનકી-દાસજી તો તેમની વ્યવહારુ મુશ્કેલી જ આગળ કરતા: ‘એને માથે ચોટલો વધારું, તો રોજ એમાં તેલ નાખીને એનાં મીંડલા ગૂંથવાની માથાકૂટ કોણ કરે?...’ અને પછી ફરી પોતાની હિંદીમાં સ્વગત બોલ્યે જતા: ‘મેરી જટા હી બોડકી કી ચોટી સમઝ લો!’ પછી બોડકીના બેડોળ સ્વરૂપ તરફ જોઈને ઊંડું ઊંડું દર્દ ખડખડાટ હાસ્ય દ્વારા વ્યક્ત કરતા. અને આ બધી કરુણામય ઘટના માટે કેમ જાણે ગામલોકો જ જવાબદાર હોય, દોષિત હોય, એમ ગામના ખોરડાંઓના અધખુલ્લા અજવાળિયાં અને

ઘુમાડિયાંઓની આરપાર પોતાની વેધક દૃષ્ટિ ફેરવી લેતા.

*

ઓડકીની બેડોળતામાં જાણે કે પૂર્તિ કરવા માટે જ એને પહેરવાનાં કપડાં પણ કઢંગાં મળ્યાં હતાં. ઘાઘરી તો કોઈને કોઈ ભાવિકો તરફથી મળી રહેતી, પણ ડીલ ઢાંકવા માટે જાનકીદાસજીએ કોઈ ભણેલ છોકરાનાં ફાટયાં-તૂટયાં ટેનિસ ખમીસ માગી લીધેલાં.

મેલી ઘાઘરી ઉપર ફાટેલ ટેનિસ પહેરીને ઓડકી બાવાજીના કાંઈ કામ પ્રસંગે ગામ વચ્ચેથી નીકળે, ત્યારે કોઈથી બોલાઈ જવાતું:

'આ ઓડકી હવે તો ઓઘરાળી વાઘરણ જેવી લાગે છ.'

'વાઘરણ હશે કે વાણિયણ! કોણ જોવા ગયું છે?' કોઈ મર્મમાં બોલતું.

'જાનકીદાસ પણ આવાં ને આવાં લફરાં વળગાડતો ફરે છે. એણે એનો હાથ ન ઝાલ્યો હોત, તો એની મેળે બચાડી ચાર છ દિ' જીવીને ટેકાણે પડી ગઈ હોત.'

કોઈ ચુકાદો આપતું: 'આવાં અભાગિયાં માણસો જીવતાં રિયે ય શું સુખી છે?'

છતાં આ અભાગિયું પ્રાણી પણ ગામલોકોને એક પ્રકારની વિશિષ્ટ, અમૂલ્ય સેવા અર્પી રહ્યું હતું. વહેલી પરોઢે જાનકીદાસજી ઓડકીને ઢંઢોળે એ ભેગી જ ઓડકી સૂતી વેળા પોતાના માથા નીચે મૂકી રાખેલ લાકડાની બે

દાંડી લઈને સફાળી ઊભી થઈ જતી અને અંધારામાં ઊંઘભરી આંખે ય નોબતના નગારા ઉપર તૂટી પડતી: તક ધીન, તક ધીન, તક ધીન......તક ધીન......

*

બ્રાહ્મમુહૂર્તની તાજી ખુશબૂભરી હવામાં માંસલ કાંડાને જોરે વાગતી નોબતનો મીઠો ઘેરો નાદ ગામને સોંસરવો વીંધીને સીમ સુધી પહોંચતો. એ અવાજ સાંભળીને વહુ-વારુઓની ઘંટીઓ ધરાતી ને ઓરણાં ઓરાતાં. મેરુલો ગોવાળ તેના સામટા ખાડાનાં ઢોરને છોડીને અવેડે પાણી પાવા લઈ જતો. ખેડુતો તેમના સાથીઓને ઉઠાડતા અને બળદ ઉપર ધોંસરાં નાખતા. ઝીણિયો લુહાર એના અકર્મી અને આળસુ છોકરાને માથામાં ધોલ મારીને જગાડતો અને ધમણ પેટાવવાનું કહેતો. સવો કુંભાર એના મડદા જેવા ગધેડાને ગાળો દેતો દેતો ધૂળખાણ તરફ દોરતો: 'આ બોડકીની ઊંઘ ઊડી ગઈ, તોય તારી ઊંઘ ન ઊડી!' અને પછી શોખથી પોતાને શાપ આપતો: 'તારો પાળનાર મરે! જરાક પગ ઉપાડ-નગારું થઈ ગયું!'

મંદિરની બાજુની હોટલવાળો લુવાણો આવીને તપેલા-માંથી મધરાતે મૂકેલી છેલ્લી ચાની ભૂકી ખંખેરીને ફરી એમાં નિરંતરના વાસી પાણીનો કળશો નાંદમાંથી ભરીને સંગાળે મૂકતો અને મીઠી રબારણના એના નામથી ય અદકા મીઠા ટહૌકા–'દૂધ્ધ!'–ની પ્રતીક્ષા શરૂ કરતો. એ દૂધની ચા ખદખદે એ પહેલાં જ રાતની રોનવાળો પસાયતો

ચાઉસ વાંસડામાં ભરાવેલ ઇસ્લામી પ્યાલો હાથમાં લઈને બેઠો હોય, તે ચા પીને છેલ્લી આલબેલ લલકારી ચોકીની ઓશરીમાં ઘોંટાઈ જતો.

*

બોડકી કાંઈક બે-ગમ જેવી હતી. હવે તો યુવાવસ્થામાં આવી હોવા છતાં એને દિં'દુનિયાની કાંઈ ગતાગમ નહોતી. જો કે જાનકીદાસજીએ એને હથેળી ઉપર રાખી હતી, છતાં વ્યવસ્થિત ગ્રહજીવનમાં મળતાં લાગણી, ભાવ અને વાત્સલ્યથી એ સર્વથા વંચિત રહી ગઈ હતી. જરીપુરાણા મંદિરની જડ-શુષ્ક દીવાલોમાં જ એની દુનિયા સમાઈ જતી હતી. માનવસહજ કેટલાક કુમળા ભાવોનો આવિર્ભાવ પણ તેનામાં નહોતો થઈ શકયો. શારીરિક વિકાસ તો સૌનો થાય છે એમ એનો પણ થયો હતો, પણ બીજા અનેક વિકાસો એનામાં વામણા રહી ગયા હતા.

એ સાવ 'ઘેલી' નહોતી એટલે લોકો થોડી ઉદારતા બતાવીને એને જરા ઓછા ઉગ્ર શબ્દ 'વા-ઘેલી'થી ઓળખતા; પણ હમણાં હમણાં એ ઘેલી કરતાં ય વધારે તો બિહામણી લાગતી હતી. બહુ ચમકીલી આંખોની જેમ સાવ શૂન્ય આંખો પણ ડરામણી દેખાય છે. બોડકીની આંખોમાં અસહ્ય શૂન્યતાભરી હતી. બેડોળ સ્વરૂપ અને અને કઢંગા પોષાકમાં આ વિચિત્ર શૂન્યતા ભળવાથી એના ચહેરા ઉપર કોઈક મારકણું અમાનુષી તત્ત્વ ડોકિયાં કરી જતું. કોઈ કોઈ તાજી બનેલી માતાઓ

તેમનાં રડતાં બાળકોને આસાનીથી છાનાં રાખવાં ઓડકી-ની બીક બતાવતીઃ 'ચૂપ! છાનો રહી જા; જો, ઓડકી ગાંડી આવી!'

*

થોડા દિવસથી જાનકીદાસજીએ ઓડકીના જીવન અંગે ગંભીરપણે વિચાર કરવા માંડ્યો હતો. આજથી દોઢ દાયકા પહેલાં બ્રાહ્મમુહૂર્તમાં પોતે સીમના ખરાબાઓ ઢાળા જઈ ચડયા અને એક સુંદર હીરભરતવાળી કાશ્મીરી શાલના ફીંડલાંમાંથી આવતા 'ઉવાં ઉવાં' અવાજે તેમના કાન ચમકયા, ત્યારે તેમને સ્વપ્ને ય ખ્યાલ નહોતો, કે એ અનાથ બાળકીનો સ્વીકાર કરવાથી જતે દહાડે અનેક કોયડાઓ અને ગૂંચવણો ઊભી થશે. સાંજની આરતી પતી ગયા પછી સૌ દર્શનેચ્છુઓ ચાલ્યા જાય, ત્યારબાદ જાનકીદાસજી-ના અંતેવાસીઓ જેવા ચારપાંચ ભાવિકો ઓટલા ઉપર આજ વર્ષોથી નિયત થઈ ચૂકેલી પોતપોતાની બેઠકો ઉપર ગોઠવાઈ જતાં. ઓડકી તો નગારું વગાડી રહ્યા પછી તરત પરસાળમાં, વહેલી સવારે ફરી એ ફરજ બજાવવાના ભાન સાથે ઓશીકે દાંડી મેલીને ઘસઘસાટ ઊંઘી જતી. ત્યારબાદ એક સડેલ કાનવાળો ભીલો ઢાંઢો એના માંસલ કાંધને અદાથી આમ તેમ ઝુલાવતો ઓટલાને પગથિયે કાન ઘસીને વેદના બુઝાવવા આવતો, અને જાનકીદાસજી અંતેવાસીઓ સાથે વાતો કરતા કરતા એના કાનમાંથી બગાં વીણતા.

*

'બોડકીને ઉછેરીને તમે ટાલા મોફતની ઘરમાં ઘો ઘાલી છે. આના કરતાં છોકરો ઉછેર્યો હોત તો તમારો ચેલકો તો થાત! તમારી ચલમ ભરી આપત, સાફીનું ચીંથરું ઘોઈ દેત ને માથેથી ચૂલાના ભાઠામાં બે બાટી ય શેકી દેત. બરાબર ગોરખ—મછંધર જેવી જોડય જામત. આ બોડકી તો સાપનો ભારો કે'વાય. ને આ ગામ છે મલકના ઉતાર જેવું. દુનિયા આખીનો ઢેઢવાડો આ હોટલ-માં ભેગો થાય છે. લુવાણો જલમ્યો છે તો હિંદવાણીને પેટે, પણ કસાઈ કરતાં ય ખરાબ ધંધા કરે છે; ચાને નામે શીહાંમોઢે તાડી ને મહુડો ગામને પાય છે. ચાઉસડો ડબલાં ઢીંચીને રોન મારવા નીકળે છે. ને દીવાટાણા પછી કોઈ બાઈ માણસ બારું નથી નીકળી શકતું. ન કરે નારાયણ ને કાલ સવારે બોડકીની કોઈ છેડતી કરી જાય, તો તમારે જોગી માણહને કપાળે કાળી ટીલી ચોંટે....'

નેકદિલ માણસો તરફથી આવું આવું સાંભળતા, ત્યારે જાનકીદાસજી બહુ અસ્વસ્થ થઈ જતા. બોડકીની તેમણે હવે વધારે ચીવટથી ભાળ રાખવા માંડી હતી. ભાવિકોને ત્યાંથી છાણાં, બળતણ કે લોટ લેવાને નિમિત્તે પણ બોડકીને બહાર ન કાઢતા. ચલમનો ગાંજો કે ચુંગીની ગડાકુ લેવા પણ પોતે જાતે જ દોડતા. પોતે સાપનો ભારો વેંઢારી રહ્યા છે એ હકીકતનું ભાન તેમના હમેશના હસમુખા ચહેરા ઉપર એક જાતની મ્લાન ખિન્નતા ઉપ-જાવી રહ્યું હતું.

*

એવામાં મહાશિવરાત્રિનો દિવસ આવ્યો. જાનકીદાસજી માટે ધર્મસંકટ ઊભું થયું. વર્ષમાં એક જ દિવસ આવતા આવા પરમ પવિત્ર તહેવારે ભવેશ્વરને મેળે જઈ મધરાતે અંતરિક્ષમાંથી આવીને ભોળા શંભુ ભવનાથના કૂંડમાં ડૂબકી મારી લ્યે પછી એ પવિત્રોદકમાં ખોળિયું ખંખોળ્યા વિના તે કેમ ચાલે? પણ પોતે મેળામાં જાય, તો પાછળ બોડકીનું શું? એની સારસંભાળ કોણ લ્યે? અને એને સાથે પણ શી રીતે લઈ જવાય? મેળાના મબલખ મનખામાં ન મળે પાગરણ, ન મળે કાંઈ જોઈતું ખાવા-પીવાનું ત્યાં આ છોકરીને ક્યાં સાથે વેંઢારવી?

'હું એક દિવસમાં તો પાછો આવતો રહીશ.'

'પણ એક દિવસમાં ય કાંઈ અજુગતું બની જાય, તો?'

છેવટે અંતેવાસીઓમાંનાં કેટલાકે બોડકીની સંભાળ લેવાનું માથે લીધું અને બાવાજીને બેફિકર કર્યા.

જાનકીદાસજી શિવરાત્રિના મેળામાં ગયા તો ખરા, પણ એમનું મન તો પાછળ પોલીસ-ચોકી અને હોટલમાં જ મૂકતા ગયા.

આજે બપોર પછી ગામલોકોએ વિજયાપ્રસાદી પીધી. ઠેકઠેકાણે ભાંગ વટાતી હતી. જાનકીદાસજીની ગેરહાજરીમાં અંતેવાસીઓએ ભાંગ વાટી અને દર્શને આવનારાઓને પ્રસાદી આપી.

હોટલમાં પણ આજે ચાને બદલે ભાંગના લોટા ઊડતા હતા; પણ જ્યારે માલિકને લાગ્યું, કે હળાહળ વિષનું પાન કરનાર નીલકંઠના જન્મોત્સવને દહાડે તો વિજયા

જેવું કેરી પીણું પણ મોળું લાગે, ત્યારે તેણે મહુડો વાટવા માંડ્યો.

*

હોટલવાળાનો વિચાર આજે સાચોસાચ શંકર–ભીલડીનો પ્રસંગ લોકવૃંદ સમક્ષ રજૂ કરી ઉત્સવને તાદૃશ્ય બનાવવાનો હશે. સાંજ પડી ન પડી એ પહેલાં તો ખટારા જેવું ઠાઠિયું શેવ્રોલેટ મંદિર પાસે આવી ઊભું અને તેમાંથી એક 'નર્તકી', તબલચી, સતાર વગાડનાર વગેરેનો તવાયફી સાજ–સરંજામ સાથે ઊતર્યો. જાનકીદાસજીની ગેરહાજરીનો ઘણે દિવસે મળતો લાભ લેવાનું હોટલવાળો ચૂકે એમ નહોતો. રાતના દશેક વાગતાં પહેલાં તો આડખેપડખેનાં ગામડાંગોઠડાંઓમાંથી સારી સંખ્યામાં નાટ્યરસિકો આવી પહ્યા અને હોટલ, મંદિર અને પોલીસ-ચોકી વચ્ચેના ચોકમાં હકડેઠઠ જલસો જામ્યો.

ચાઉસને આજે આનંદમંગળ હતું. રોજેરોજની એકધારી કંટાળાજનક રોન ફરવી મટી ગઈ. તેના એકાકી જીવનમાં સૂનકાર શેરીઓમાં કરવા પડતા આલબેલના પડકારોએ જે નીરસતા ઉત્પન્ન કરી હતી, તેમાં આજે આનંદકારદાયક પલટો આવ્યો હતો. આજે તેણે પેટ ભરીને પ્યાલીઓ પીધી; કારણ કે આજે ગામ જાગતું હોવાથી આલબેલના પડકારો માટે ઉજાગરા કરવાની જરૂર નહોતી.

બોડકી સાંજની આરતી વખતની નોબત બજાવીને ઊંઘી ગઈ હતી. જાનકીદાસજીના અંતેવાસીઓ મોડી

રાત સુધી મંદિરમાં બેસીને બોડકી ઊંઘી ગયા પછી ઘર તરફ ગયા. વહેલી પરોઢે તો જાનકીદાસજી અચૂક આવી પહોંચશે એવી એમને ખાતરી હતી.

શ્રોતાઓના અતિ આગ્રહને વશ થઈને તવાયફે છેલ્લું ગીત શંકર–ભીલડીનું ઉપાડયું. એમાં 'પારવતીને પિયર વળાવું, ગંગાને દાસી બનાવુંજી રે!' જેવી પંક્તિઓ ઉપર તો રસિકો વારી ગયા.

મોડે મોડે કીટ્સનલાઈટમાં કેરોસીન થઈ રહ્યું અને નક્કટકે જલસો આટોપવો પડ્યો, ત્યારે રાત બહુ ભાંગી ગઈ હતી.

તરસ્યાં થયેલ શિયાળિયાં નદીની પાટમાં પાણી પીવા આવ્યાં અને પછી બખોલ તરફ પાછાં વળતાં પાછલી રાતની ટાંડી લાગવાથી મોકળે મને લાંબે સાદે રડ્યાં. એમના અવાજ પછી ગામ અને સીમનાં જળ જંપી ગયાં.

*

ચાઉસે આજે આંખ ભરીને જલસો જોયો હતો અને પેટ ભરીને પીધું હતું. આજે એ વધારે આંધળો બન્યો હતો. એની નજર ખડખડપાંચમ શેવ્રોલેટ ઉપર ચોંટી હતી; પણ મોડી રાતે જ્યારે આખું તવાયફ એમાં ખડકાઈ ગયું અને ખડખડ ભડભડ અવાજ કરતો એ ખટારો ઊપડી જ ગયો, ત્યારે એ હકીકતનું ભાન થતાં ચાઉસ બમણો ઉશ્કેરાઈ ગયો.

મંદિરના વાતાવરણમાં તો મૃત્યુમીંઢી શાંતિ પથરાઈ ગઈ હતી. જાનકીદાસજીની આજની રાતની ગેર-

હાજરીથી જાણે કે ખોળિયામાંથી આત્મા બહાર ગયો હોય એમ લાગતું હતું. ફળિયાના કૂવાના ગોખલાઓમાં કોઈ ઊંઘમાંથી જાગી ઊઠેલું છીપું જરાક પાંખ ફફડાવીને ફરી જંપી જતું હતું. એ સિવાય બીજો કોઈ સંચાર નહોતો થતો.

*

પરસાળની કાળીમેશ દીવાલો ઉપર પણ પાછલી રાતના ઉજાશમાં કોઈનો પડછાયો પડ્યો. એ છાયાકૃતિમાં ય પાનીઢંક ઓવરકોટ અને એક બાજુના ખભા અને બીજી બાજુની બગલ વચ્ચે વીંટેલું બનૂસનું ધીંડલું તથા બાણુા-વળી અર્જુનના ભાથાની જેમ એક ખભે શોભતી બંદૂક અને બીજા હાથમાં રાતની રોનવાળાઓની ભાલાળી ડાંગ—આ બધા પડછાયાઓ છાયાચિત્રમાં મોટા ને મોટા બનવા લાગ્યા.

ઓડકી ભરનીંદરમાં હતી. પરસાળમાં પડતા ઝાંખા ઝાંખા ઉજાશમાં ય તેનું માંસલ મોં અને અધખુલ્લા પહેરેલા ટેનિસમાંથી ડોકિયા કરતો ગૌરવર્ણો ઉરઃપ્રદેશ આવનાર વ્યક્તિ સ્પષ્ટ જોઈ શકી.

ક્યાંક નજીકમાં એક શિયાળિયું સૈણુ સાદે રડ્યું.

પરસાળમાંથી એક તીણી ચીસ સંભળાઈ: 'ઓ બાપજી, બા!'

પરસાળની ચીસને દાબી દેતો મહુડાના દારૂથી ગંધાતો અવાજ આવ્યો: 'ચૂપ! સાલ્લી ગધ્ધી!'

નદીની ઉપરવાસ ખારાપાટના સાવજચાખ્યાં ધૂનામાં

એક કાણિયો સાવજ ચારણનાં નેસડાંની એકાદ ભેંસ અથવા રબારીના બેચાર ઘેટાં બકરાંનો આહાર કરીને પરોઢે પાણી પીવા આવતો, તેણે ધરવ થયાના ઓડકાર રૂપે એક સંતોષજન્ય ત્રાડ નાખી.

મસાણખડીના ખાખીના કૂતરાએ આગલા પાછલા પગ લંબાવીને ઊંચે જોઈને લાંબે અવાજે રડી લીધું.

*

જાનકીદાસજીનો વિચાર વહેલી પરોઢે ગામમાં આવી જવાનો હતો; પણ રસ્તામાં કેટલાક સાધુજનોએ તેમને આગ્રહપૂર્વક રોકી રાખ્યા તેથી થોડું મોડું થઈ ગયું હતું. તેમણે ગામમાં પ્રવેશ કર્યો, ત્યારે બગબગું થવા આવ્યું હતું. હોટલ પાસે એક ખૂણે ખોડેલા થાંભલા ઉપર આપમેળે ઠરી જવાથી કાળી થઈ ગયેલ પોટાવાળી કીટ્સનલાઈટ જોઈને તેમને નવાઈ લાગી. ચોકની વેકૂરમાં ચેવડાવાળાઓએ વેચેલ ચેવડાનાં એંઠાં કાગળિયાં આમતેમ ઊડતાં હતાં.

જાનકીદાસજીનાં નાકમાં કશીક અવનવી વાસ આવી અને હોટલ તરફ એક ઘૃણાભરી નજર કરીને આગળ ચાલ્યા.

તેમને જોઈને ઓવરકોટ અને બનૂસમાં લપાયેલ એક પડછાયા જેવી વ્યક્તિ ખભાની બંધૂક સમાલતી ગુનેગારની દહેશતથી ચોકીમાં દોડી ગઈ.

જાનકીદાસજીને ત્રીસ ત્રીસ વર્ષથી પરિચિત ગામમાં આજે આ બધું અપરિચિત, અવનવું લાગતું હતું. તેમની

અનુભવી આંખોને એમાં કશોક અનિષ્ટનું દર્શન થતું હતું. તેઓ મંદિરના ઓટાથી આગળ વધી ન શક્યા. સડેલ કાનવાળો ભીલો ખૂંટિયો એના કાનમાંથી આગલી રાતે કોઈએ બગાં નહિ વીણી હોવાથી પગથિયે માથું પછાડતો હતો. આજે એનું કાંધ પણ કોઈએ ઠોલી ખાધું હતું. બગાં વીણતાં વીણતાં જાનકીદાસજીએ ઊંચે જોયું, ત્યારે રોજિંદી નોબતનો સમય થવા આવ્યો હતો. ઝટઝટ તેમણે પરસાળમાં જઈને બોડકીને ઢંઢોળી.

આજની નોબતનો અવાજ પણ જાનકીદાસજીને સાવ બોદો લાગ્યો. તેમને સ્વગત પ્રશ્ન થયો: 'બોડકી, તારા કાંડાનું બધું જોર ક્યાં ગયું?'

*

દિવસો વીત્યા. જાનકીદાસજી ભવેશ્વરને મેળે જઈ આવ્યા પછી કાંઈક બદલી ગયા હોય એમ ભાવિકો ફરિયાદ કરતા હતા, પણ જાનકીદાસજી વળતી ફરિયાદ કરતા: 'મેરી જટા ઓર દાઢીમેં તો કુછ ફર્ક નહીં હુવા. લેકિન તુમ બદલ ગયે હો. સારા ગાંવ બદલ ગયે હૈ;' અને પછી ઊંડા ઊંડા દર્દને વ્યક્ત કરતું મુક્ત હાસ્ય આવતું: 'મેરી બોડકી ભી બદલ ગઈ હૈ. ઉસકે સર પર ભી બાલ બઢ રહે હૈં.'

બોડકી આમે ય ઓછાબોલી તો હતી જ; પણ હમણાં હમણાં તો એ જાણે કે સાવ મૂંગી થઈ ગઈ હતી. શૂન્યતાથી ભરેલી એની બિહામણી આંખોની આસપાસ-

નો રંગ બદલી જતાં એ વધારે બિહામણી બની હતી; છતાં નોબત વગાડવાની રોજિંદી કામગીરીમાં તો જરા ય ચૂક આવવા નહોતી દેતી.

*

પાછલી રાતની શેડકઢા દૂધ જેવી ચાંદનીમાં નહાતા નહાતા જાનકીદાસજી ભીલા ખૂંટની કાંધ ઉપર પોતાનો શીતળ હાથ ફેરવતા હતા. એ કાંધ શા કારણથી વધારે ને વધારે સડતું જતું હતું એ પ્રશ્ન તેમને મૂંઝવી રહ્યો હતો. પરસાળમાં ઊંઘતી બોડકીને હમણાં હમણાં બકવાની આદત પડી હતી, તેથી ય જાનકીદાસજીને નવાઈ લાગતી હતી. ઊંઘમાં પડખું ફેરવતા એ બોલી: 'બા...બાપજી !'

જાનકીદાસજીના કાન ચમક્યા. પહેલાં તો એમને બોડકીને કહેવાનું મન થઈ આવ્યું: 'ચલ, તુઝે તેરી બા ઓર બાપજી કી પાસ લે ચલું. યહાં મેરી પાસ કયા હૈ ?'

પણ કાંઈ બોલવાને બદલે તેઓ ખડખડાટ હસી પડ્યા: 'લેકિન સચમૂચ, અબ મૈં હી તેરી બા હું અરુ મૈં હી તેરા બાપજી હું !'

આ હાસ્યના પડઘાથી જાણે કે સામે ઊભેલી ખખડધજ પોલીસચોકીની ઈંટઈંટ ખખડી ઊઠી.

પણ ત્યાં તો બોડકીના બકવાટના બીજા શબ્દો સંભળાયા: 'ચૂપ, સાલ્લી ગદ્દી !'

જાનકીદાસજી ઊભા થઈને પરસાળમાં ગયા. ચાર પાંખડીવાળા ફૂલના કોતરકામવાળી લાકડાની જાળીમાંથી ચળાઈને આવતા ચંદ્રપ્રકાશની કરકરિયાળી ફૂલાકૃતિઓ,

બોડકીની ગૌર બનતી જતી દેહલતા ઉપર જાણે કે ફૂલ-ગુલાબી ઓઢણીમાં ભરેલ ધોળા હીરના વેલણુટ્ટાની જેમ હસતી હતી. જાનકીદાસજી એ જોઈ જ રહ્યા. બોડકીએ પહેરેલું ફાટેલું ટેનિસ કાંઈક વધારે ફાટયું હતું. કેડના ભાગમાં એ ટૂંકું પડતું હોય એમ લાગ્યું.

જાળીમાંથી ટાઢા હિમ જેવા પવનનું એક ઝાપટું આવ્યું અને ટેનિસની ઉપલી ચાળ ઊંચી કરતું ગયું.

જાનકીદાસજીના ખડતલ શરીરમાં પણ વીજળી જેવી ધ્રૂજ પસાર થઈ ગઈ. એમના ડોળા ફાટી રહ્યા; પણ બીજી જ ક્ષણે દૃશ્ય અસહ્ય બનતાં પાંપણ આપમેળે મિંચાઈ ગઈ. પવનનું એક બીજું ઝાપટું આવીને પરસાળનાં બારી-બારણાં ભડોભડ વાસી ગયું. અંધારું થતાં ઘડી વાર પહેલાં બોડકીના શરીર પર શોભતા ચંદ્રપ્રકાશના છેત-રામણાં વેલણુટ્ટાઓ ઊડી ગયા અને માત્ર હાડચામ અને લોહીનો બનેલો પામર દેહ પડ્યો રહ્યો.

એ અંધકારમાં પણ જાનકીદાસજીને કાર્યદિશા સૂઝી ગઈ હતી. માતાના જીવનનું એકડેએકથી પુનરાવર્તન હવે ભાવિ બાળકને ન કરવું પડે, એવો નિર્દય નિર્ણય તેમણે કરી નાખ્યો. ગોદણભર બેસીને તેમણે બોડકીના ગળા ઉપર હાથ મૂકયો. હૈડિયા ઉપર હથેળીનો લાગ લીધો અને ફરી એ ગળામાંથી એ જ શબ્દો ગૂંગળાતા તૂટક તૂટક બહાર આવ્યા:

'બા ! બાપ...!'

પણ એના ઉત્તરરૂપે પેલા મહુડાથી ગંધાતા ઘોઘરા

સ્વરને બદલે જાનકીદાસજીનો મોટો રણકતો અવાજ આવ્યો:

'ચૂપ! સાલ્લી ગદ્ધી!'

અને તેમણે બધું જોર કાંડામાં રેડીને આંગળાની પકડમાં ફૂંણું ગળું ભીંસી નાખ્યું.

દૂર દૂર ઉધરસનો બળખો કાઢતાં ચાઉસે આલએલનો મર્દાનગીભર્યો પડકાર કર્યો.

મસાણિયા ખાખીનું કૂતરું ફરી લાંબું લાંબું રોયું.

*

પૂર્ણ સ્વસ્થ ચિત્તે જાનકીદાસજી બહાર આવ્યા, તો ચાંદો આ દશ્ય જોઈને છોભીલો પડ્યો હોય એમ વાદળીની સોડમાં ભરાઈ બેઠો હતો. માત્ર તારોડિયાને આધારે સમજાયું કે નોબત વગાડવાનો સમય ભરાવા આવ્યો છે.

હમણાં ઉનાળાના વૈશાખી દનૈયાં તપતાં હતાં. મોડી રાત સુધી લોકોને ધરતીમાંથી ધખધખતી વરાળ ઊંઘવા નહોતી દેતી; પણ પાછલી રાતે ટાઢો વાયરો ફુંકાતાં સૌને શાંતિ વળી હતી અને ગામ આખું ગાઢ નિદ્રામાં પડયું હતું.

નિજ–મંડપમાં જઈને જાનકીદાસજીએ ભંડાર ઉઘાડ્યો અને વર્ષો પહેલાં સંતાડી રાખેલી એક ભરત ભરેલી કિંમતી શાલ કાઢી અને ઓડકીને પગથી માથા સુધી ઓઢાડી દીધી. બોલ્યા: 'તુમેરી વસ્તુ તુમ લે લો. મેરી ચીજ મેં લે જાઉંગા.' આમ કહીને તેમણે બેડકના સિંહાસન ઉપરથી કાંઈક ઉઠાવીને બગલમાં માર્યું અને જરા ય થડકો અનુભવ્યા વિના ત્રીશ ત્રીશ વર્ષથી આપ્તજન સમું

બની રહેલ મંદિર સાપની કાંચળીની જેમ આસાનીપૂર્વક પરહરીને પોતાને માર્ગે પ્રસ્થાન કરી દીધું.

*

આજે જાણે કે ગામમાં આસમાની-સુલતાની ભેગી થઈ ગઈ હતી. દાયકાઓથી લગીરે ચૂક વિના રોજિંદા રાએતે વાગતી નોબત આજે નહોતી વાગી તેથી ઘણા માણસોના નિયત કાર્યક્રમો ઊથલી પડ્યા હતા. કેટલી ય પ્રવૃત્તિઓ ખોળંભાઈ ચૂકી હતી. વહેલી રાતના ઉજાગરાને લીધે ઘસઘસાટ ઊંઘતા કેટલાક ખેડૂતો નોબત ન વાગવાથી છેવટે સોનાનાં નળિયાં દેખીને ઝબકીને જાગ્યાં. સવો કુંભાર, ઝીણિયો લુહાર-સૌનાં કામ આજ મોડાં થઈ ગયાં હતાં.

પહોર ચડતાં પહેલાં તો જિજ્ઞાસુઓનું ટોળું મંદિરના ચોરા પાસે ભેગું થઈ ગયું હતું. વૈશાખ મહિનો હોવા છતાં આજે જાણે આષાઢી ઘનઘોર જેવું વાતાવરણ હતું અને ઠંડો પવન મંદિરના ખુલ્લાં બારીબારણાંને ધડોધડ પછાડતો હતો.

‘ બાપજી ! આજે નોબત કેમ નથી વાગી ?’

ઉપરાઉપર બૂમો પડી. કાંઈ ઉત્તર ન મળતાં કોઈ અંદર ધસી ગયું.

‘ એલા, આંઈ તો બાપજી ય નથી, ને કોઈ નથી. ’

‘ બોડકી ક્યાં ગઈ ?’

‘ બોડકી તો ઊંઘે છે. ’

‘ અટાણ લગી ? ’

‘ હા, આ સૂતી સંગટે સોડ્ય તાણીને. ’

'ઠાકરની નોબત, આરતી, ઝાલર કાંઇ...'

'એલા, પણ ઠાકરજી વિના કોની નોબત ને કોની ઝાલર? સિંઘાસણ ઉપર ઠાકોરજી કયાં છે?'

'કોણ ચોરી ગ્યું?'

'કોટવાળ વિના બીજું કોણ હોય? જાનકીદાસ જ. જગનો ચોરટો–'

'ગમે તેવો તો ય અંતે તો બાવો જ ને? લોટમગાનો જીવ બીજું કાંઈ નહિ ને ભગવાનનાં ઘરેણાંમાં બગડ્યો!'

*

એક કુતૂહલનું નિવારણ થયા પછી બીજું કુતૂહલ નજરે પડ્યું:

'એલા! આ ઓડકી, આમ લાકડાની ઘોડયે કાં પડી? સળવળતી જ નથી!'

કોઈકે એના નાકના ફોરણા આગળ આંગળી મૂકીને ખાતરી કરી જોઈ.

'કો'ક એનો કૂટો કાઢી નાખ્યો લાગે છે.'

'એલાવ, પણ એના પેટ સામું જોયું?'

'કોનું પાપ?'

'ઈ તો ઘરના જ ભૂવા ને ઘરના જ ડાકલાં.'

'બીજું કોણ હોય? જગનો ચોરટો જાનકીદાસ.. ઓડકીનો બાપ થઇને બેઠો તો ને? વાડયે ચીભડું ગળ્યું.'

'પાપ તો પીપળે ચડીને પોકારે. ન જીરવાણું એટલે આનું કાટલું કાઢીને ભાગી ગ્યો.'

*

વળતે દિવસે મસાણિયા ખાખીએ ભોડકીની ચેહની રાખ ફરીફરીને ચાળી, છતાં એને રૂપાની એકકેય કટકી ન મળી, તેથી નિરાશ થયો.

પછી પોલીસચોકી પાછળના પીરામીડ જેવા કચ-કચી ઊડેલા ઉકરડાઓ વૈશાખના તડકામાં તપીતપીને ગામલોકોની મલિન વાસનાઓ સાથે પોતાની ખાટી દુર્ગંધ-ની મેળવણી કરી રહ્યા....

## ૩ : ધાવણની ધાર

ગરવા ગિરનારના આરોહણ માટે તળેટીની ધર્મ-શાળામાં યાત્રીઓ એકઠાં થયાં હતાં.

શ્વેતામ્બર ધર્મશાળાનો આલીશાન ચોક ખીચોખીચ ભરાઈ ગયો હતો. એ યાત્રીવૃંદમાં મારવાડીઓ હતા, કચ્છીઓ હતા, ગુજરાતીઓ—ના ‘ અમદાવાદીઓ ’ પણ હતા.

સુશીલ, વત્સલા અને એમની બેબી એ ‘ અમદા-વાદીઓ ’માંના યાત્રીઓ હતાં એમ કહેવું એ એમનું ચોખ્ખું અપમાન છે; કારણ કે તેમની આવતી–જતી ટપાલ ઉપર ‘ અમદાવાદ ’ શબ્દ સરનામાના ‘ મુકામ ’–રૂપે લખાતો; એ સિવાય એમને અને અમદાવાદને બીજી કોઈ લેવાદેવા નહોતી. અમદાવાદની દુનિયા—એટલે કે માણેક-ચોકની, ખાસ બજારની કે ત્રણ દરવાજાની દુનિયા, કાળુ-પુર, આસ્ટોડિયા કે એલિસબ્રિજની દુનિયા સાથે સુશીલ, વત્સલા અને એમની બેબીની દુનિયાને કોઈ જાતનો સંબંધ

નહોતો. સુશીલ–વત્સલાની દુનિયા ‘શાહીબાગી’ દુનિયા હતી. એ દુનિયાની સરહદો જુદી હતી, સુખદુઃખો જુદાં હતાં.

અને તેથી જ અત્યારે ધર્મશાળાના ચોગાનમાં આટઆટલા, જુદા જુદા પ્રાંતોના યાત્રીઓ લીંબુના પાણીની જેમ એકબીજાં સાથે એકરસ થઈ ગયાં હતાં, ત્યારે સુશીલ, વત્સલા, એમની બેબી અને તેમના ફેમિલી-ડોકટર મિ૦ ગોગટે ઊજળિયાતો વચ્ચે આવી ચડેલ મેઘવાળના કુટુમ્બની જેમ આ યાત્રીગણથી આઘા અને અતડા ઊભા હતા.

*

સુશીલને અનેક ટેવો હતી, પણ એ બધી ટેવોમાં તંદુરસ્તીની કાળજી લેવાની ટેવ તેના સમસ્ત વ્યક્તિત્વનું એક પ્રતીક બની રહી હતી. ડો૦ ગોગટે આજ છેલ્લા તેર વર્ષથી સુશીલના ‘કુટુમ્બ–દાક્તર’ તરીકે કામ કરી રહ્યા હતા. તંદુરસ્તી, રહેણીકરણી, ખાણીપીણી વગેરે બાબતોમાં સુશીલ જે રસ અને ચિન્તા બતાવતો એ જોઈને તો ઘણી વખત ખુદ ડો૦ ગોગટે પણ સાશ્ચર્ય શરમ અનુભવતા.

આ આદતને વફાદાર રહીને જ સુશીલે ગિરનારના આરોહણમાં ડો. ગોગટેને સાથે લીધા હતા.

સુશીલ પોતાની આવડી ઉમ્મરમાં પહેલી જ વખત ગિરનારના પ્રવાસે નીકળ્યો હતો. વળી ઓછામાં પૂરું, વત્સલા પણ હઠ લઈને પોતાની બેબી અઢી વર્ષની હોવા છતાં સાથે આવી હતી, આથી તો સુશીલ એમ જ સમ-

જતો હતો, કે પોતે નાંગા પર્વતના આરોહણ કરતાં ય વધારે ખતરનાક અને વધારે ખોફનાક આરોહણ આરંભ્યું છે. એના અવરોહણ વેળા શરદી, સળેખમ કે ન્યુમોનિયાની અસર લીધા વિના સૌ પાછાં ફરી શકીએ તો નસીબદાર.

પણ સુશીલ એવો ગાફેલ નહોતો, કે એમ સહેલાઈથી ન્યુમોનિયા કે ટાઈફોઈડની અસરમાં સપડાઈ જાય. સૌ યાત્રીઓએ મોંસૂઝણા ટાણે લગભગ અંધારામાં આરોહણ માંડી દીધું, છતાં સુશીલે સૂર્યનો તડકો ઉગ્યા પછી જ તળેટીમાંથી બહાર નીકળવાનું નક્કી કર્યું હતું.

ડૉ. ગોગટે, સુશીલ તેમ જ વત્સલા માટે ડોળીની વ્યવસ્થા થઈ ગઈ હતી. બેબીને તેડવા માટે એક બાઈને રોકી લેવામાં આવી હતી.

ડોળીવાળાઓ તો અંધારામાં આવી પહોંચ્યા હતા. સાથે બગલથેલાઓમાં રોટલા પણ લાવ્યા હતા.

બેબીને તેડનારી બાઈ રેવી આવી પહોંચી, ત્યારે વત્સલા સમેત સૌ એની સામે જોઈ રહ્યાં.

માત્ર આ 'અમદાવાદી' યાત્રીઓ જ નહિ, પણ બીજા સૌ યાત્રીઓ, ડોળીવાળાઓ, પાણીની પરબો ઉપર બેસવાવાળાઓ પણ રેવી સામે જોઈ જ રહેતા. આમાં જોનારાઓનો વાંક હશે કે 'જોવાતા' પાત્રનો વાંક હશે, એ કહેવું કઠણ હતું. હા, એટલું ખરું કે રેવીની આંખમાંથી જ કોઈ એવું અમી નીતરતું હતું, કે સૌ કોઈને બે ઘડી એ ઝીલી લેવાનું મન થાય. વાત્સલ્યની ધારાઓ

વરસી ન વરસી ત્યાં જ એને ઝીલનાર પાત્રો ખસી ગયાં હોય અને પ્રેમપ્રવાહ અકાળે રુંધાઈ ગયો હોય, એવી અતૃપ્તિની રેખાઓ રેવીના ચહેરા ઉપર ઊઠી આવી હતી. નરી સરળતાથી સતત મલક્યા કરતું એનું મોં એના અણપોષ્યા રહેલા માતૃપ્રેમની મૂક વાચા ઉચ્ચારી રહ્યું હતું.

રેવી વિધવા હતી.

બેબીને રેવીની કાંખમાં સોંપતાં પહેલાં સુશીલને આ અજાણી બાઈની પ્રામાણિકતા અંગે ઘડીભર શંકા ઊપજી.

વત્સલાના મનમાં વળી જુદી જ શંકા હતી. એને થયું, કે આયાઓ પાસે જવાને ટેવાયેલી બેબી આ અપરિચિત બાઈ પાસે જશે જ નહિ.

સુશીલ અને વત્સલા બન્નેના હૃદયમાં ઊંડે ઊંડે જે સમાન–છૂપો અંદેશો હતો એ તો એ, કે દેખાવમાં સશક્ત, કદાવર લાગતી આ બાઈ બેબીને ઉપાડીને નાસી તો નહિ જાય ને?

આ ત્રણે ય પ્રકારની શંકાઓ રેવીએ ખોટી પાડી.

રેવીએ તો બેબીને પોતાની પીઠ ઉપર લગાડી દીધી અને માથે પછેડીનો એક આંટો વીંટીને બન્ને છેડાની પોતાને કપાળે ગાંઠ વાળી દીધી. આ બધી ક્રિયા રેવી એટલી તો સાહજિકતાથી કરતી હતી, કે સુશીલ અને વત્સલાને તો એમ જ લાગ્યું, કે આ બાઈમાં કામ કરવાની આવડત જ નથી અને આવડત હોય તો દાનત નથી.

'આવી રીતે ઉપાડવાથી બેબી પડી નહિ જાય?'

સુશીલે પૂછ્યું:

'કપડાની ગાંઠ છૂટી જશે તો?' વત્સલાએ બીજી શંકા વ્યક્ત કરી.

રેવી મીઠું મધ જેવું હસી—બાળકોના બાલિશ કાલાંઘેલાં સાંભળીને માતા હસી પડે, એમ એ વિના સંકોચે હસી પડી.

જરા રહીને એ બોલી: 'તમે તી ગાંડાં થ્યાં, મારાં શેઠ? મોશલે વીંટીને તો મણના મણ ભાર ઊપડી જાય. મારા ઘરમાંથી પાછાં થ્યાં ઈ તો ચાર મણના ભારવાળી ગૂણ્ય સંચોડી કપાળે સીંદરાની ગાંઠ વાળીને ઉપાડી લેતા...ને મેં ય ઠેઠ સાતપડેથી કોટ લગણ પાણીના બબ્બે ડબા સાર્યા છે.'

નોકરીનો ઉમેદવાર પોતાની અરજી સાથે લાયકાત તથા અનુભવની 'વિગતો' રજૂ કરે, એમ રેવીએ આ યુગલ પાસે પોતાની લાયકાત પુરવાર કરી બતાવી.

વાંદરીને એનાં બચલાં છાતીએ ચોંટી જાય, એટલી આસક્તિથી બેબી આ અજાણી બાઇને વાંસે ચોંટી ગઈ.

સુશીલ અને વત્સલા માટે આ દશ્યો નવાં જ હતાં.

ડૉ. ગોગટેએ સૂર્યોદય થયા પછી જ્યારે ખાતરીપૂર્વક જાહેર કર્યું, કે 'હવે આરોહણ કરવામાં પ્રતિકૂળ હવામાનથી જરા ય નુકસાન થવાનો સંભવ નથી' ત્યારે જ સુશીલે આગેકૂચનો હુકમ આપ્યો.

આરોહણનો આરંભ થયો.

*

ડોળીવાળાઓને સુશીલનો આગ્રહ હતો, કે સૃષ્ટિ-સૌન્દર્યનું પૂરેપૂરું પાન થઈ શકે એ માટે ડોળી ધીમે ધી...મે ચલાવવી.

રેવી તો બેબીને ઉપાડીને ઝડપભેર પગથિયાં ચડવા લાગી હતી.

રેવી જ્યારે આગળ ચાલવા લાગી, ત્યારે વત્સલાએ એને રોકી:

'બેબી એકલી પડશે તો રડશે.'

'તમે તી ગાંડાં થ્યાં, બે'ન?' રેવીએ ફરી એનું મુક્ત હાસ્ય વેર્યું. 'બબીબે'ન તો મારી હારે એ...એ...ને વાતુંના ઝીંકોટા દીધે જાય છે.' રેવીએ ફરી એની આત્મપ્રશસ્તિ માંડી: "મારો વાંહો એવો તો સુંવાળો ને મારું ઉપડામણુ એવું તો હળવું ફૂલ, કે ગમે એવું કજિયારું છોકરું ય છાનું રૈ જાય.'

જોતજોતામાં રેવી માળી-પરબે પહોંચી ગઈ અને પાછળ આવતી સુશીલ અને વત્સલાની ડોળીઓની રાહ જોવા લાગી.

વત્સલાને સુશીલની જેમ સૃષ્ટિસૌન્દર્યનું પેટભરપૂર નિરીક્ષણ કરવાની ઇચ્છા નહોતી; એટલે એની ડોળીવાળા-ઓ જરા ઝડપથી ચાલતા હતા. માળી-પરબ નજીક આવતાં વત્સલાએ દૂરથી રેવીને એકલી બેઠેલી જોઈ અને બેબી ક્યાં ય જોવામાં ન આવી તેથી એના પેટમાં ફાળ પડી-રખેને રેવીના કપાળ ઉપરથી પેલા બંધનની ગાંઠ

છૂટી ગઈ હોય અને આ બન્ને બાજુએ મોં ફાડીને બેઠેલી ખીણોમાંની એકમાં બેબી ગબડી પડી હોય!

'બેબી ક્યાં ગઈ?' વત્સલાએ દૂરથી જ રેવીને પૂછયું.

'આ રિયાં બબીબે'ન તો મારે વાંહે; ફરસલાની ઘોડયે વીંખોડિયાં ભરીને ચોંટયાં છે. મૂર્ય ઊખડતાં જ નથી, ન્યાં હેઠાં કેમ કરીને ઉતારું? ઝાડવાં ઉપરથી છાલ્ય ઊતરડી લેવાય, પણ જીવતા જીવને થોડું એમ ઊતરડી હકાય? મર ચોંટયાં...'

સાંભળીને વત્સલાના વહેમી માનસમાં રેવીની સાફ દાનત વિષે અનેક શંકાઓ ઊપજી. એને થયું, કે આ જંગલી સ્ત્રીના હાથમાં બેબીને સોંપવામાં પોતે જોખમ ખેડયું છે. એની આયા મિસીસ માર્ટિનને અમદાવાદ ખાતે ઘર સાચવવા મૂકી આવ્યાં, એને બદલે અહીં સાથે લીધી હોત તો સારું હતું.

પાછળ સુશીલ અને ડૉ૰ ગોગટેની ડોળીઓ આવતી હતી.

ડૉ૰ ગોગટે આવી પહોંચ્યા, ત્યારે વત્સલાએ રેવી અને બેબીનું દૃશ્ય બતાવ્યું. કમખો પહેર્યો હોવાથી એની પીઠનો ભાગ ખુલ્લો રહેતો હતો. આ ખુલ્લી પીઠ ઉપર બેબી ચપોચપ ચોંટી રહે, એ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ ઇચ્છનીય ખરું કે કેમ, એ પ્રશ્ન વત્સલાએ ડૉ૰ ગોગટેને પૂછયો.

ડૉ૰ ગોગટેએ ચામડીનાં સૂક્ષ્મ છિદ્રો, એ વાટે બહાર આવતો પરસેવો, એમાંના ક્ષારો વગેરેની દૃષ્ટિએ

વિચાર કરીને કહ્યું, કે 'રેવીની પીઠ અને બેબીની છાતી વચ્ચે એક નેપકીન ગોઠવવો પડશે.'

સુશીલ મનમાં ને મનમાં મજૂરણોની કામ કરવાની આ અશાસ્ત્રીય અને આરોગ્યને નુકસાનકારક પ્રથાને ભાંડવા લાગ્યો.

રેવીની પીઠ ઉપર નેપકીન ગોઠવાયા પછી સંઘ આગળ વધ્યો.

રેવી તો ફરી સૌથી આગળ નીકળી ગઈ. બેબી પણ રેવી સાથે કેમ જાણે જુગજૂની ઓળખાણ હોય એમ કાલી કાલી વાતો કર્યે જતી હતી, અને વધારે ને વધારે આસક્તિથી રેવીના ઉષ્માભર્યા વાંસાને બાથમાં આલિંગતી જતી હતી.

આ વેળા પણ રેવીએ પગથિયાં ચડવામાં અસાધારણ ઝડપ કરી; અને સુશીલ, વત્સલા અને ગોગટેએ સૃષ્ટિ-સૌન્દર્યનું પાન કરવા માટે અસાધારણ ઢીલ કરી હોવાથી, રેવી વહેલી વહેલી પહેલી ટૂકે પહોંચી ગઈ. ડોળીવાળાના પરબે પહોંચીને, પોતે વહેલી પરોઢે ઘડીને સાથે લાવી હતી એ રોટલો ને ગાજર ખાવા માટે બહાર કાઢયાં. એને થયું, કે પરબના વિસામાઓએ તો વાંસા ઉપરનો ભાર હેઠો ન ઊતર્યો, પણ આ રોટલો ખાતી વેળા પીઠ હળવી થાય તો સારું; બેબીને ફોસલાવી પટાવીને હેઠી ઉતારવા કરી જોયું, પણ એમ એમ તો એ વધારે ને વધારે બળપૂર્વક રેવીના વાંસા સાથે બાઝતી જતી હતી.

સુશીલ અને વત્સલાને ગિરનારની ગરજ પાંચમી ટ્રૂક સુધીની જ હતી. પારસનાથનાં પગલાં પૂજીને તેઓ પાછાં ફરવાનો વિચાર કરતા હતા; પણ અવરોહણ શરૂ કરતા પહેલાં એક બનાવ બની ગયો.

રેવી અને બેબીનો પરિચય તો અત્યાર સુધીમાં દૂર, સુદૂર પહોંચી ગયો હતો. બન્યું એવું, કે રેવીની પીઠ ઉપર મૂકવામાં આવતો નેપકીન પણ બેબી પરાણે ઉતારી નાખવા લાગી અને રેવીના કમખામાં પણ બાચકા ભરવા લાગી.

સુશીલ તેમ જ ડૉ૦ ગોગટે આ દૃશ્ય ખમી શક્યા નહિ. વત્સલાને પણ બેબી અને રેવીનું આ વર્તન ખૂંચ્યું.

સૌએ મળીને નક્કી કર્યું, કે રેવીને હવે રજા આપવી.

સુશીલે કહ્યું, કે 'બેબીને હવે વત્સલાએ પોતાની સાથે જ રાખવી.'

ડૉ૦ ગોગટેએ પણ આ સૂચનાને પોતાની અનુમતિ આપી.

ડોળીવાળાઓએ પણ કહ્યું: 'હવે નીચે ઊતરવાનું છે, એટલે મા–દીકરી ભેગાં બેહશે તો ય બહુ ભાર નંઈ લાગે.'

રેવીને અત્યાર સુધીનું મહેનતાણું આપીને ફારગ કરવામાં આવી.

રેવીને હવે ખાલી હાથે હેઠું ઊતરવાનું થતાં, ફેરો ફોકટ જતો લાગવાથી એણે પોતાનું વેતન ઘટાડ્યું. બોલી:

'એમ હોય તો પાવલું ઓછું–અદકું દેજો, શેઠ! પણ ગરીબ માણસની રોજી સાવ કાં ટાળો?'

'પૈસાનો પ્રશ્ન જ નથી' સુશીલે કહ્યું: 'છોકરીને તું ખરાબ આદતો શીખવે છે.'

'શી સીમ્સ ટુ બી એ વાઇલ્ડ વૂમન–(કોક જંગલી સ્ત્રી જેવી લાગે છે.)' ડૉ૦ ગોગટેએ સુશીલને કહ્યું: 'અનફિટ ફોર હ્યુમન એસોસિએશન–(માનવસંગને માટે નાલાયક છે.)'

આ ભાષાનો મર્મ ન સમજતાં રેવી તો બેબી તરફ છેલ્લું સ્મિત વેરીને રસ્તે પડી.

અંબાજીથી કોટ સુધીના ઉતરાણ દરમિયાન બેબીએ ભારે ઉપાડો લીધો.

ડોળીમાં બેઠેલી વત્સલાના ખોળામાં બેબી કેમે કરી સરખી રહે જ નહિ. ઊઠી ઊઠીને વત્સલાને ડીલે વળગ્યા કરે.

આ દશ્યો જોતી વખતે હર વખત ડૉ૦ ગોગટે અને સુશીલને પેલી જંગલવાસી મજૂરણ યાદ આવી જતી હતી.

વત્સલા પણ બેબીના આ નવા તોફાનથી ત્રાસી ગઈ. બેબીએ વત્સલાના બ્લાઉઝને બાચકા ભરી ભરીને લગભગ વીંખી નાખ્યું હતું.

એમ કરતાં રસાલો 'સુવાવડીનાં પગલાં' સુધી પહોંચી ગયો. અહીં વત્સલાએ ડોળી થોભાવી અને બેબીએ પીંખી નાખેલાં પોતાનાં કપડાં ઠીક કરવા માંડ્યાં.

દશબાર યાત્રીઓ ડુંગરની ધાર તરફ ઊંચે નજર કરીને ઊભા હતા. કોઈ બોલતું હતું:

'આ......હા......હા! શી કુદરતની લીલા છે! આંયા કણેથી ભગવાને ગોળઘીની ધારા વહેવડાવી!'

વાક્ય સાંભળીને વત્સલાને કુતૂહલ થયું. ડોળી-વાળાઓને પૂછતાં એમણે ઘટસ્ફોટ કર્યો.

‘ આંયા કણે, એક બાઇ પૂરે દિવસે ચડતી ’તી તંયે સુવાવડ આવી ’તી. ’

‘ અને આ પથ્થરમાં લોકો તાકી તાકીને શું જોઈ રહ્યા છે? ’ વત્સલાએ ફરી પૂછ્યું.

‘ ઈ તો માના ધાવણની ધારુંના ડાઘ છે. ’

સાંભળીને વત્સલાના પેટમાં એક મીઠી, મનગમતી ધ્રુજારી પસાર થઈ ગઈ. ધરતીનું પેટાળ ફૂટતાં પાતાળ કૂવાની સરવણીઓમાંથી ધોધમાર ફુવારાઓ ફૂટી નીકળે એમ વત્સલાના હૃદયમાંથી માતૃત્વની સરવાણીઓ જાણે કે ફૂટી નીકળી.

અવરોહણને આખેય રસ્તે એણે ડોળીવાળાઓને પેલી સુવાવડી બાઈ, એનું બાળક, ઘીગોળની વૃષ્ટિ, ધાવણની ધારાઓ વગેરે વગેરે વાતો ફરીફરીને પૂછ્યા કરી.

વત્સલાની ડોળી સૌથી આગળ નીકળી ગઈ છે, એ જાણીને ડૉ૦ ગોગટે તેમ જ સુશીલને નવાઈ લાગી. બેબી ડોળીમાં બેઠેલી વત્સલાને કેવીક પજવતી હશે, એ જ ચિન્તા સુશીલને સતાવી રહી હતી.

ડૉ૦ ગોગટે તો, નીચે તળેટીમાં પહોંચ્યા પછી બેબીમાં આવેલા આ આકસ્મિક પલટાનું નિદાન કરીને કયું પ્રિસ્ક્રિપ્શન તૈયાર કરવું પડશે, એની જ ચિંતામાં હતા.

માળી–પરબને વિસામે જ્યારે સુશીલ અને ડૉ૦

ગોગટેની ડાળીઓ પહોંચવા આવી, ત્યારે તેમણે વત્સલાને એક ઓટા ઉપર એકલી જ વાંસો વાળીને બેઠેલી જોઈ. બેબીનું શું થયું હશે? ડાબી બાજુની ખીણમાં ગબડી પડી હશે કે જમણી બાજુ, એવી શંકાએ સુશીલને પીછો પકડ્યો હતો.

વત્સલા નજીક આવતાં એણે પહેલો જ પ્રશ્ન પૂછ્યો: 'બેબી ક્યાં?'

વત્સલાએ પાછળ જોયા વિના જ જવાબ આપ્યો; 'હું પણ એને જ શોધું છું. બેબી ક્યાં?'

'મશ્કરી છોડ, વત્સુ!' સુશીલ ખિજવાઈને બોલ્યો: 'હસવાનો આ સમય નથી.'

આટલું કહીને તેણે આંખો નચાવતી વત્સલાના ખોળા ઉપરથી સાડીનો છેડો ખેંચી લીધો.

દશ્ય જોઈને સુશીલ આભો બની ગયો. એને માટે આ બનાવ કલ્પનાતીત હતો. પરિણીત જીવનનાં આટલાં વર્ષોમાં તેણે આવું દશ્ય કદી જોયું નહોતું. આવો બનાવ કદી બન્યો નહોતો–પોતે જ આગ્રહપૂર્વક એ બનાવને બનતો અટકાવ્યો હતો: વત્સલાની છાતીએ ચોંટીને બેબી ઘટક ઘટક ધાવતી હતી.

'બેબી ક્યાં છે?' વત્સલાએ ફરી પૂછ્યું.

'આ રહી. આ કોણ ધાવી રહ્યું છે? તારી આંખે નંબર આવ્યા છે?' સુશીલે પૂછ્યું.

'એ બેબી ક્યાં છે? એ તો હું પોતે જ છું' વત્સલા હસી પડી,

" અને 'એમાં હું' નથી, એમ તું કહે છે?' સુશીલે ફરિયાદ કરી.

આ પ્રશ્નનો ઉત્તર તો વત્સલાએ જીભને બદલે આંખ-થી જ આપ્યો.

## ૪ : ભેરવ બોલી

'મેં ક્યાં સુધી વાત કહી 'તી ? મારું હૈયું હમણાં સાવ ભૂલકણું થઈ ગયું છે...'

'એણે તમને પડખામાં પગરખાં સોતું પાટુ માર્યું...'

'હં...! હવે યાદ આવ્યું. હમણાં હું બવ ભૂલકણી થઈ ગઈ છું...એણે મને પડખામાં પાટુ માર્યું હો ! હું તો બપોરા ટાણે ચાસટિયામાં ખાટલે આડી થઈ'તી. મનમાં કીધું: લાપશી જેવું ભારે રાંધણું ખાધું છે, તી લે જરાક લાંબો વાંહો કરું. હજી તો બે પાંપણ ભેગી ય નો'તી થઈ, ત્યાં તો કડય ને કમખાં વચ્ચે ભડ દેતાકને કોકનો પગ પડ્યો. મારા મોંમાંથી તો કાળું બોકાસું નીકળી ગ્યું. પરથમ તો હું સમજી, કે ખીલેથી ખડાયું છૂટી ગયું છે, ને આંઈ ચાસટિયે ભાગી આવ્યું છે; પણ વાંહો ફરીને જોઉં છું, તો પટેલ ધૂંવાફૂંવા થાતો ઊભો છે. મોઢામાંથી આવડી આવડી મોટી ભૂંડી ગાળ્યું ભડ ભડ છૂટતી જાય છે. મારો તો સાસ જાણે કે થંભી ગ્યો. કોઈ દિ' નંઈ ને આજે જ પટેલ કાં આમ ન બોલવાનું બોલે ? ને જેણે આ આઠ વરહના જલમારામાં મરતાંને ય મર્ય નથી કીધું, ઈ પંડયે

ઊઠીને મને પડખામાં કાં પાટું મારી લ્યે? હું તો પટેલની લાલ લાલ હીંગળા જેવી આંખ્યું સામે જ જોઈ રઈ. પૂછવાનું તો ઘણું યે મન થ્યું, કે એલા આજે ભાંગ્યથાંગ્ય ચડાવીને આવ્યો છો, કે કોઈએ તને કાંઈ ભરમાવ્યો છે? પણ જાણે કે હોઠ જ શિવાઈ ગ્યા. મોંના ગોખલામાં જીભ જ ન સળવળે. અંત્યે ઈ પંડયે જ આફૂડો બોલ્યોઃ ‘રાંડ છિનાળ્ય! અંત્યે જાત્ય ઉપર જઈને ઊભી ને!’

મેં કીધુંઃ ‘પણ આ છે શું સંધુ ય? આજ તારો મગજ કેમ ફરી ગ્યો છે?’

પટેલ બોલ્યોઃ ‘હું કાંઈ નથી ફર્યો. ગાડાનાં પઇડાં જેવી ફરતલ તો તું છો. એક ધણી છાંડીને બીજો ધાર્યો. બીજાને મેલ્યો શીંકે ને ત્રીજાને...’

મેં કીધુંઃ ‘એલા, આવું આવું બોલતાં તારી જીભ કેમ સાજી રઈ સે?’

એણે કીધુંઃ ‘સાચું બોલે એની જીભ તો સદાય સાજી રિયે.’

મેં કીધુંઃ ‘સાચુ હોય તો બતાવ્ય સાબિતી, ને કર્ય ખુલાસો.’

એણે કીધુંઃ ‘સાચી સાબિતી આંખ્યની ને સાચો ખુલાસો ય આ રતન જેવી બે આંખ્યનો. આ મને આણી કોર આવતો ભાળીને ઊગમણે શેઠે ઊતરી ગ્યો ઈ.’

‘હાય હાય!’ હું તો ગાંડીની ઘોડયે દાંત કાઢવા મંડી. મેં કીધુંઃ ‘અરે રામ! ઈ તો મારી માના ગામનો જીથરો ખાંટ હતો. મારી માએ કીધું’ તું, કે ‘જીથરો આપણો

મામો થાય;' એટલે હું એને 'જીથરો મામો, જીથરો મામો' કહીને જ બોલાવતી. આજે હટાણે ગ્યો'તો તી તરસ્યો થ્યો ને આ ખરે બપોરે સીમના સંધા ય કોહ છૂટી ગયા'તા, તી ચાસટિયાની વળી ઉપર ટીંગાતી આપણી બંભલી બાળીને પાણી પીવા આવ્યો. અડધી બંભલી ઘટાક ઘટાક પી ગ્યો ને લાંબો ઓડકાર ખાઈને શેઢે વે'તો થ્યો.'

પટેલ બોલ્યો: 'એલી, અસ્તરીની જાત્ય થઈને મને ઊંઠાં ભણાવવા આવી છો? તારા જેવી તો પાનસે ને પીંચોતેર આ મારી પાઘડીમાં લઈને ફરું છું. આ પટેલને તું આગલ્યા ધણી જેવો હીજડો સમજી? તારા સંધાય કરતક હું જાણું છંવ.'

મેં કીધું: 'એલા, તને કોક દશમને ભરમાવ્યો લાગે છે. ઈ વન્યા તું આમ ન બોલ્ય.'

પટેલે કીધું: 'મને તો કોઈએ ભરમાવ્યો નથ્ય. મને ભગવાને ચાર આંખ્યું દીધી છે. મેં તને ઘરમાં બેસાડી, ઈ જ મોટી ભૂલ કરી. એકનું ઉલાળીને બીજાને ગાડે બેઠી, ઈ બીજાને ય શેનો સખ લેવા દિયે? બાપનાં ન વાળ્યાં, ઈ બાવાનાં ક્યાંથી વાળે? કપાતરનો વેલો મારા ઘરમાં હવે નો જોઈ. આજથી આ ઘરમાં તારાં અન્ન-જળ ખૂટ્યાં. સવારે સૂરજ ઊગે ઈ પે'લાં તું તારો રસ્તો કરી લેજે. હું મારે મારા જેવું આછુંપાતળું ગોતી લઈશ. તું હવે છૂટી.'

મેં કીધું: 'એલા, હું હવે આ અડધે અવતારે ક્યાં જાઉં?'

'ક્યાં જાઉં એનો તારા જેવીને વળી વચ્ચાર કરવાનો હોય ? તારે તો બોલ્યા કોળી ભાઈની વાતમાં આવે છે એમ, નાંઈ ધોઈ ને પૂજ્યો ફૂગો, એક મેલ્યો ને બીજો ઊભો.'

'પણ હવે આ પાકે ઘડે કાંઠા ચડે ?'

'ઈ તો જેવી આઈ, એવો આતો જડી રિયે. કોઈ ન જડે તો જીથરો ક્યાં ગામ ગ્યો છે ? નકટીનો ઘરાગ જોગી !'

'એલા, આવું બોલતાં તારી જીભને કાંટા નથી વાગતા ? ધરતી હજી કાં ફાટી નો પડે ? જીથરો તો મારા સગા મામાથી ય અદકેરો. એને હું...'

'તું તો સતી સાવંતરી છો, ઈ હું ક્યાં નથી જાણતો ? પણ મારા ઘરમાં આ સળગતું ઉંબાડિયું નો જોઈ. મારી સાત પેઢી સળગાવશે...સૂરજદાદો કાલે સવારે ઊગે, ઈ પે'લાં તારી મેળે મારગ કરી લેજે. તારે ને મારે હવે થડંથડાં.'

આમ કહીને પટેલ તો ભૂંડા બોલતો બોલતો છ-કોસી વાડી ઢાળો હાલતો થ્યો. મને નવાઈ લાગી, કે કોઈ દિ' નંઈ ને આજે ઈ છ-કોસી વાડી ઢાળો કેમ ગ્યો ? પણ એના પેટની વાતની મને થોડી ખબર પડે ?

હું તો જાણે કે હિમમાં ઠરડાઈ ને ભડથું થઈ ગયેલી રીંગણીની જેમ શુધસાન વગર મડાની ઘોડયે પડી રહી. ઘડી-અધ ઘડીમાં આ થઈ શું ગ્યું ? મનમાં કીધું : જરૂર આમાં કાં'ક ઊંડો ભેદ છે. હું ય આજકાલ કરતાં આઠ વરહથી પટેલનું પડખું સેવું છું. એના માથાની પાંથીએ પાંથીએ હું ફરી છું. આજથી આઠ વરહ પહેલાં અમે વાગડથી દુકાળિયા વરહમાં આંઈ આવ્યાં. પટેલનું મોઢું

ઘર જાણીને એના ડેલામાં ઉચાળા છોડ્યા. પટેલ કહે, કે મારે એક વધારે સાથી રાખીને ખાલી પડ્યા રે'તા પડામાં આણુ સાલ ઉનાળે શાકભાજી વાવવાં છે, એટલે તમે બે ય માણહ અમારે ખેતરે રિયો ને કામ કરો. અમે તો વખાનાં માર્યાં આ પારકી ભોમકામાં પગ મેલ્યો' તો; એટલે પટેલને કીધું, કે અમે શકન જોઈને જ તમારે ઘેરે આવ્યાં છંઈ. તમે અમને ખોરી જાર આપશો તો ય અમે બે ય માણહ ખાઈને તમને દુવા દેશું.

ખેતરને ખોડીબારે અમે સાંઠીનું એકઢાળિયું બાંધીને ગારાથી છાંદી લીધું 'તું. અમે તો ખેતરને જ ઘર ગણી લીધું 'તું. આ અજાણ્યા ગામમાં અમને તો સાવ અડવું અડવું લાગે ઇના કરતાં આંઈ ખેતરમાં પડ્યા રે'વું શું ખોટું?

પડખેને ખેતરે આણુ નવા ચાસ પાડવા'તા, એટલે ઈ તો આખો દિ' હળ ઉપર જ હોય. હું ઢાળિયામાં એકલી થઈ જાઉં, એટલે મને અમારો જૂનો મલક યાદ આવે; અમારું જૂનું ઘર યાદ આવે; મારી મા, ભાંડરડાં સૌ યાદ આવે. આંઈ તો અમારું કોઈ કરતાં કોઈ નો જડે. અમે ભૂલેચૂકે ગામમાં નીકળીએ તો સૌ અમારા સામે આંગળી ચીંધે, કે 'આ ઓલ્યા વાગડિયાં કણબી' પટેલને ઘરે આણુ-સાલ સાથી રિયાં છે, ઈ. અડદમગના દાણામાં એકાદું કોરડું આવી ગ્યું હોય, તો કેવું નોખું પડી જાય? એમ અમે બે ય માણહ આખા ગામમાં નોખાં પડી જાતાં.

પટેલ પંડ્યે કો'ક કો'ક વાર ખેતરેથી અમારા એકઢાળિયા કોર આવતા. 'અમે કોઇ વાતે મુંઝાતાં તો નથી ને? કાંઈ

જો'તું–કારવતું હોય, તો ડેલીએ કે'વરાવજો, એમ કહીને વયા જાતા. એક વાર સીંજા ટાણે પટેલને ખબર પડી, કે ખેતરમાં કો'કે રોઝડાં છૂટાં મેલીને ઊભા મોલ ચારી લીધા છે; એટલે ઈ ધોડતા આવ્યા. આવીને પહેલાં તો જૂના સાથીને ધધલાવ્યો. પછી પસાયતાને બરકીને ઊભા મોલ ચાર્યાનું પંચનામું કરવાનું કીધું. ગામમાંથી સાક્ષી આવ્યા, ગયા, એમાં અસૂરું થઈ ગયું. અમારા ઘરમાંથી આમ ગરીબ, પણ દિલના બવ મોટા. રોટલે ભારે પહોળા. મે'માન તો અમારે ઘેરે હાલતાં જ ઊભાં હોય: પટેલે તો અમને આ દુકાળિયા વરહમાં રોટલો આપ્યો 'તો. એના તો અમે ભવોભવનાં ઓશિયાળાં હતાં. પટેલ મોડા મોડા ઘેરે જાવા ઊઠતા 'તા, તંયે અમારે એણે ધીમેથી કહ્યું: 'પટેલ, આજ તો અમારો રોટલો ચાખતા જાવ. ભલે અમારું એટલું માન રિયે.' પટેલે તો ઘણી ય ના કહી, કે 'ઘેરે વાળું ટાઢાં થઈ જાહે, વાટ જોઈ રેશે;' પણ અમારે ઈ તો વળગ્યા જ: 'આજ તો અમ ઉપર આટલી મહેર કરો.' ખેતરને સામે ખૂણે ચાંદો ઊગી ગ્યો'તો પટેલ ઘડીક મારા સામું ને ઘડીક ચાંદા સામું જોઈને પછી બોલ્યા; 'અસૂરું તો બવ થઈ ગયું છે. આંયા ય રોટલો ખાવો છે ને ન્યાંય રોટલો જ ખાવો છે ને? લાવો તંયે.'

મારા હરખનો તો પાર નો રિયો. હું તો હોંશે હોંશે પટેલને પીરસવા મંડી. લાકડાના ચકલા ઉપર રોટલો મેલ્યો. તાંસળી ભરીને દૂધ મેલ્યું, ને સૂકવેલ કોઠીંબડાની ચીર મેલી.

પટેલે કીધું: ‘ ડેલીએ જઈને કો'ક કહી આવે, કે હું અટાણે વાળુ નંઈ કરું; ને દૂધનાં દોણામાં મેળવણ નાખી દિયો.’

કીધા ભેગા જ અમારે ઈ ઊઠયા. ‘ અબઘડી ડેલીએ થાતો આવું ’ કહીને હાથમાં ડાંગ લઈને નીકળી પડ્યા.

પછી તો પટેલ વાતુંયે ચડ્યા. અમારો વાગડ મુલક કેવો, ન્યાંની ધરતી કેવી, મે'–પાણી કેવાં, ટાઢ્ય–તડકા કેવાક પડે છે, સંધુ ય પૂછ્યું. હું ય હરખમાં ને હરખમાં વાતુંયે વળગી ને પછી તો એણે નહોતું પૂછ્યું ઈ ય સંધુ ય કે'વા મંડી.

તે દિ' તો પટેલ ચળુ કરીને ઊઠ્યા ને મારા સામું બે ત્રણ વાર જોઈને હાલતા થયા; પણ પછી ઘણી ય વાર ઈ બપોરા ટાણે અમારા એકઢાળિયાં કોર આવીને ખાટલે બેસે, ને બધા ય મૂલીને હાહોંકારો કરે. તરસ્યા થાય તંયે મારી પાસે પાણીનો કળશિયો મગાવે.

હોળી ટાણે અમારો એક લોંઠકો બળધ મરી ગ્યો ને–રામ લખમણ જેવી જોડય ભાંગી ગઈ. ટાણે બળધ જોતા હોય, તો ગૂજરાતના મલકમાં જડે. પટેલે કીધું, કે ‘વાગડિયો સાથી ગૂજરાત બળધ લેવા જાય.’ આ વાત સાંભળીને મારા પેટમાં તો ફાળ પડી. પેટમાં જાણે કે કો'ક સુતાર આવીને સાર પાડવાનું વીંધણું ઝરડકા મારી-મારીને ફેરવવા મંડ્યો. મેં એને ઘણા ય વાર્યા, કે તમે જાવ ઈ મારા મનમાં નથી બેસતું. મારા પેટમાં કાંઈક સુંથાય છે; પણ એણે કીધું: ‘પટેલનું વેણ નો ઉથાપાય. એણે

આપણુને માડે વરસે રોટલો આપ્યો છે. તું ભગવાન ઉપર ભરુંસો રાખ્ય.'

આમ કહીને ઈ તો ગૂજરાત ગ્યા. મેં તો ગૂજરાતનું નામે ય કો'ક કો'ક વાર સાંભળ્યું'તું. ઈ મુલક કઈ દિશાએ આવ્યો, કેટલો આઘો હશે, ઈ કાંઈ હું નો જાણું; પણ ઈ તો કે'તા ગ્યા'તા, કે 'માણુસ પૂછતો પૂછતો લંકામાં જાય, તું ભગવાન ઉપર ભરુંસો રાખજે.'

*

પછીની વાત તો બધી ય તું જાણુ છ. ગામ આખું મારી ને પટેલની વાત કરવા મંડયું. હું તો ગામમાં ઊંચી આંખ્ય રાખીને નીકળી ન શકું. સૌ મારા સામે આંગળી ચીંધીને કહે: 'આ પટેલની રખાત!'

ગુજરાતમાંથી બળધ લઈને બે મહિને ઈ આવ્યા. ઈ આવ્યા પછી પટેલ એક દિ' મને કહે: "તેં હવે શું વિચાર કર્યો છે? ગામ તો ગાંડું છે. બે ગાઉ આમ હાલે ને બે ગાઉ ઓમે ય હાલે. ગામને મોઢે ગયણું નો બંધાય. તારાં પાંચે આંગળાં ખરાં હોય, તો રસ્તો મારા હાથમાં છે. બધું ય સમે-સૂર ઊતરી જાશે, ને તું નિરાંતે મારા ઘરમાં બેસી જાજે. 'ઘા ભેગો ઘસરકો'" આમ કહીને પટેલ જાણે કે શેરડીના સાંઠાનાં આગળાં કાપવા દાતરડું મારતો હોય, એમ એક હાથની હથેળી ઉપર બીજા હાથની હથેળી આડી પછાડતો. આ જોઈને મારે તો આખે ડીલે ટાઢય વછૂટતી. મનમાં થાતું: 'હાય હાય! પરણ્યો ધણી નો ગમે ઈ સાટું

થઈને એને આમ મારી નખાય? એનો ઘડોલાડવો કરી નખાય? આવું કળજગનું કામ કરીને કયે ભવે છૂટવું?'

પણ પટેલે ઈ વાતનો કેડો નો મેલ્યો. ઈ તો કહે: 'હવે આપણે મોડું કરીએ એટલું આપણને જ નુકસાન છે એમ સમજજે. ધરમના કામમાં ઢીલ શું?' મેં કીધું: 'આવા પાપના કામને ય આ મૂવો ધરમનું કામ કહે છે, એના ઘરમાં બેશીને હું શું સખી થા'શ?' પણ પટેલ તો હવે ઉતાવળો થાતો'તો. ઈ તો કહે: 'હવે આ વાત ચકાવે ચડી છે, પિંડો ચાકડા ઉપર ચડ્યો છે, એનું કાંઈક હામઠીકરું ઊતરે તો સારું.'

પણ મેં તો એને ચોખ્ખું ને ચટ સંભળાવી દીધું, કે 'તારા ઘરનો સુખનો રોટલો ખાવા સાટુ હું મારા પરણ્યા ધણીને ઠાર નહીં મારવા દઉં. એના કરતાં મારા કૂબાનો જારનો રોટલો સાત થોકે મીઠો છે."

પછી પટેલ કાંઈક ખિજાણો હોય એમ લાગ્યું. એનો આવરોજાવરો પેલાં કરતાં ઓછો થઈ ગ્યો. મને થયું, કે 'હાશ, વાત થાળે પડી.'

એક દિ' હું વગડો કરવા ગઈ'તી. સીમ આજે સાવ ઉજ્જડ લાગતી'તી. વચારમાં ને વચારમાં હું કેટલો મારગ કાપી ગઈ, એનું ય ભાન નો રિયું. હાલતાં હાલતાં હું ઠેઠ પડખેના ગામની સીમમાં પૂગી ગઈ, તંયે જ ખબર પડી, કે મારે ને ગામને આટલું આઘું પડી ગ્યું છે. હું તો ઝટઝટ પાછી વળી. અસૂરું થઈ ગ્યું'તું એટલે મેં પગ ઉપાડવા માંડ્યાં.

અડધેક આવી ત્યાં સામે અમારી પડખેને ખેતરેથી આવતી ભતવારી ભેગી થઈ. મને કહે: ‘ એલી ધોડ્ય, ધોડ્ય, તારો ધણી કોશેથી ઢસરડાઈને વાવ્યમાં પડી ગ્યો છે. પટેલને ખેતરે તો માણહ માતું નથી.’ મારા તો ગૂડા ભાંગી ગ્યા. હવે હલાશે ય કેમ ? હું તો હાંફળીફાંફળી માંડ ખેતરે પૂગી, તો ખેતરમાં તો તલ મેલવાની ય જગ્યા નો જડે. વાવ્યના પડથારમાં ત્રાંસો ખાટલો ઢાળીને એને ઊંધે માથે સુવાડ્યા'તા. મારી આંખ્યે તો લીલાંપીળાં વાદળાં આવી ગ્યાં. એના આખે ડીલે વાવ્યની ભેખડ્યું લાગી'તી, એટલે લોહીઝાણ થઈ ગ્યા'તા. સૌએ મને કીધું, કે ‘ કોશ અધૂરો ઠલવીને પૈયેથી રાશ ઉપર હીંચકતો હીંચકતો ઓલાણે જતો 'તો એટલે જૂનું રાંઢવું તૂટયું, ને ઈ કોશ સોતો વાવ્યમાં ભફાંગ કરતોકને પછડાણો.’

પેટમાંથી પાણી નીતરી રિયું, એટલે ગાડામાં ઘાલીને પડખેના ગામની સરકારી ઇશપતાલે એને લઈ ગ્યા; પણ અવાચક જ રિયો, ને રાતે વાળુ ટાણે તો દઈ મેલી દીધી.

આ તે દિ'ની ઘડી ને આજનો દિ'. પટેલે મને માણસામાં લીધી. ઈ પાછા થ્યા પછી મેં કીધું: ‘ હું તો મારે મારા મુલકમાં વહી જાઉં.’ પણ પટેલના પેટમાં પાપ ઈ મને ખબર નંઈ. મને કહે: ‘એમ મુલકમાં વહી જાવું સહેલું પડયું હશે ! તારા ધણીનું કરજ પહેલાં ચૂકવી દે; પછી તું છૂટી. આટલા દિ' બાજરો પૂર્યો છ, એના રૂપિયા અઢીસેં લેણા નીકળે છ. આવતી હોળી સુધી વાડીપડાને

પાણી પાવાની બોલી હતી. આ તો મેં હીરિયા મોચી પાસે ઓખાઈ જોડાની જોડ્ય શિવડાવી દીધી, ઈ ય માથે પડી. રૂપિયા અઢીસેં તારા ખાતામાં નીકળે છ.'

જૂનો સાથી એક દિ' આવીને કહી ગ્યો, કે પટેલે એની 'ઘરવાળી'નું લખાણું લખી દીધું છે. હવે થોડાક દિ'માં ઘરઘવા જવાનો છે. પછી થોડીક આડીઅવળી વાતું કરીને કહે: 'એલી તને કાંઈ વચ્ચાર થાય છે? તૈયાર પીરસેલ ભાણે જ બેસી જાવા જેવું છે. ઘેર બેઠે ગંગા આવી છે. આમે ય તારે કોકના રોટલા તો ઘડવા જ પડશે, તો પટેલ શું ખોટો છે?'

બીજું વરસે ય વાગડમાં નપાણિયું ગ્યું, તંયે મારે કોઈ આધાર નો રિયો. હું તો રોઈરોઈને જીવ બાળતી 'તી, પણ મુલકમાં જઈને ય શું? ન્યાં તો જાણે છપ્પનિયો હાલતો 'તો ને આંયા કણે પટેલ એના અઢીસેં લેણાનો તગાદો કરતો 'તો. મેં તો જેમતેમ કરીને મન મનાવી લીધું, ને પટેલના રોટલા ઘડવા માંડ્યા.

આવાં આવાં વીતક વેઠીને હું પટેલના ઘરમાં બેઠી 'તી; ઈ પટેલ ઊઠીને મને પડખામાં પાટું મારી ગ્યો? મારું તો માથું ફાટી ગ્યું, પણ ઈ ટાણે તો હું કડવો ઘૂંટડો કરીને પી ગઈ. મનમાં કીધું, કે હજી તેલ જોવા દે, તેલની ધાર જોવા દે. જેણે મને આંગા–આંગલી બતાવીને ઘરમાં બેસાડી, ઈ આજ આઠ આઠ વરહ પછી મને આમ ઓચિંતો જાકારો અમથો નો દિયે. જરૂર આમાં કાંઈક રમતું

રમાય છે. જીથરા મામાનું તો એને બા'નું જડયું. ભીતર-માં કાંઈક ભેદ છે. બાંધી તૂંબડીમાં કાંકરા ખખડે છ.

મને એણે કાઢી મૂકી–તગડી મેલી, એનો મને કાંઈ વસવસો નો'તો, પણ ઈ મારાથી અજાણી રમત્યું રમી જાય ઈ વાત મારું કાળજું કાપી ખાતી'તી.

સાંજે હું ઘર ઢાળી જાતી'તી તંયે ખોડીબારે અમારો જૂનો સાથી સામો જડ્યો. મને કહે, કે 'ઓરાં આવો એક વાત કઉં.'

મેં કીધું: 'ઓરાં ને આઘાં કરતો ઝટ બોલ્ય ને, હું તો હવે ઘડી–બે–ઘડીની મે'માન છું. પરેવાશે તો હું હાલી નીકળીશ. પટેલે છેડો ફાડી દીધો.'

સાથી બોલ્યો: 'એક સાંધ્યો એટલે બીજો ફાડવો જ પડે ને?'

મને તો નવાઈ લાગી, મેં પૂછ્યું: 'એલા કાંઈ જોગમાં છે?'

સાથીએ કીધું: 'જોગમાં તો હોય જોગી. આ તો પટેલ છે. જેટલો બાયણે દેખાય છે એટલો હજી ભોંમાં છે.'

મારાથી પૂછ્યા વન્યા નો રે'વાયું: 'એલા, પણ એને વળી કોણ જડી ગયું?'

'એના જેવું જ. આ છ–કોસી વાડીએ ઓલી નાતરાળ્ય આવી છે ને?'

'હાય હાય!' મેં કીધું: 'પટેલનું મન એમાં મોયું?'

પછી થોડીક વાર લગણ મને મૂંગી જોઈને સાથી બોલ્યો: 'એમાં વચ્ચારે શું ચડી ગ્યાં? ઈ તો એમ જ

હાલે. પટેલ કોઈનો થ્યો નથી ને થાહે ય નંઈ. તમારા રૂપ ઉપર મોઇને એણે તમારા ધણીનો કૂટો કાઢી નાખ્યો'તો.'

'એલા, આ શું બોલ છ? પટેલે જ?' મને નવાઈ લાગી.

'તંયે તમને ક્યાં પૂરી ખબર છે?'

આઠ આઠ વરહ પે'લાંની વાતું. તમે તો ગ્યાં 'તાં વગડો કરવા. વાંહેથી પટેલ હાથમાં દાતરડું લઇને આવ્યો. તમારો માટી તો બચાડો દુહા ગાતોગાતો કોશ હાલવીને ઓસાણે જાતો'તો. એને ખબર નો પડે એમ પટેલે આવીને રાંઢવાને પાતળે છેડે દાતરડું મેલી દીધું ને 'સરરરર સટ્ટ કરતોકને ગ્યો ઈ વાવ્યમાં...'

'એલા સાચું કે છ?' મેં પૂછ્યું.

"સાચું નંઈ તંયે શું ખોટું? હું તો મરચીના વેલામાં પાણી વાળતો'તો તી નજર પડી ગઈ. પટેલ આવીને મારે પગે પડયો. મને કહે: 'મારી જંદગાની તારે હાથ છે. આ વાત કાળો કાગડો ય નો જાણે હો!' પણ આજ તમને મારાથી કે'વાઈ ગઈ."

આમ કહીને સાથી શરમાઈ ગ્યો.

હું તો પગથી માથા લગી સળગી રઈ. પટેલ સામો જડે તો એને ઊભો ઊભો ગળચી દાબીને મારી નાખવાનું મન થઈ આવ્યું; પણ વળી એમ થ્યું, કે ઉતાવળે આંબા નો પાકે. આવાં કામમાં દા' આવ્યે જ સોગઠી મરાય. હું તો જાણે કે સાંભળ્યું જ નથી એવું મોઢું રાખીને ઘરે પહોંચી ગઈ. કંયે રાત્ય પડે ને કંયે હું મારું કામ કરીને

પરેવાશ પહેલાં હાલતી થઈ જાઉં: એની વાટ જોવા મંડી.

રાત્ય પડી એટલે પટેલ ઓશરીમાં ઢોલીઓ ઢાળીને સૂતો. મને ફરીથી કહે: પરેવાશ પે'લાં તું તારો મારગ કરી લેજે. હું તો જાણે કે મોઢામાં જીભ જ નથી એમ સાંભળી રહી, પણ પટેલ આજ ખેધે પડયો'તો. ફરીથી કહે: 'તારો જીથરો મામો વાટ જોતો હશે!' મેં મનમાં કીધું: 'તારે બોલવું હોય એટલું પેટ ભરીને બોલી લે. વળી ક્યાંક વાંહે અગરખા રઈ જાહે.'

ઓશરીને ખૂણે હું બેઠી રઈ. આજે મારી આંખ્યમાં ઊંઘ જ નહોતી. પટેલે તો એનું ટાણું થયું એટલે અડધું ગામ સાંભળે એમ ઘરડ ઘરડ નાખોરાં તાણવા માંડ્યાં. પટેલ ઘરથી જ ભારે મોટો ઊંઘણશી. ગામ ઉપર ધાડ્ય આવી હોય ને ઘરબાર લુંટાઈ જાય, તો ય એની ઊંઘ નો ઊડે એવો ઊંઘણશી!

ક્યાંય નો'તો ન્યાંથી મને જાણે કે પડખાનો દુ:ખાવો ઊપડયો. બપોરા ટાણે પગરખાં સોતું પાટું માર્યું'તું ઈ છે તો ઘડીક ચમચમીને મટી ગ્યું'તું. મેં તો ભૂરાયેલી ભેંસ્યું ને મારકણા ઢાંઢાના પાટાં ખાધાં છે એમાં આ માંયકાંગલા પટેલનું પાટું તો કયા હસાબમાં? એક વાર ભેંસ દોવા બેઠી, ને કોકે આડું ઊતરીને ભેંસને ભડકાવી. ભેંસે પાછલે પગે પાટું મારીને દૂધના બોઘરા સોતી મને બે વાંભ આઘી ફેંકી દીધી 'તી. એક વાર પાણીના બેડા-સોતી આવતી 'તી તંયે ઢાંઢાંએ મને શીંગડે લીધી 'તી,

પણ ઈ બધા ય માર તો ઘડી બે ઘડીમાં મટી ગ્યા'તા. આ પટેલના પગરખાંનો માર અટાણે જાણે કે તરવારના ઘા જેવો લાગતો'તો. મારો ધણી, જેનું મેં આજ આઠ આઠ વરહથી પડખું સેવ્યું છે, ઈ ઊઠીને મને પડખામાં પગરખું મારે? ધણી તો મારે આની પહેલાં ય હતો, પણ એણે મને કોઈ દિ' તુંકારો નથી કર્યો, નથી દીધી ગાળ્યભેળ્ય, નથી કોઈ દિ' ઊંચે સાદે બોલ્યો. ઈ પરણ્યા ધણીએ મને પારેવડીની ઘોડયે સાચવી 'તી, ને તું મારો માંડેલ ધણી ઊઠીને મને પડખામાં પગરખું મારી જાઈશ? મને તો વારે ઘડીએ, નાનપણમાં રામલીલામાં ઓલી રાણકી દેવી બોલી 'તી ઈ વેણ આવી આવીને છાતીમાં વાગવા મંડ્યાં: 'પાટુ પડખામાં ખેંગારનું ય ખાધું નથી. 'મોજડિયુંના માર સધરા, તુંને શોભે નંઈ.' મને થયું, કે મેં ય મારા ખેંગારના પગના પાટા મારા પડખામાં કોઈ દિ' ખાધાં નથી. ને તું સધરા ઊઠીને મને પગની લાતું લગાવશ? તુંને આ નો શોભે સધરા, તુંને આ નો શોભે.

એલા, પણ તું સધરા શેનો કે'વા? તેં તો મારા ખેંગારને કમોતે મારી નાખ્યો છ. કોહને વરતે દાતરડાનો વાઢ મેલીને ઓલ્યાને જીવતો વાઢી નાખ્યો છ, ઈ તો મને અટાણે જ જૂના સાથીએ કીધું તંયે ખબર પડી. એને આમ કમોતે ગૂડી નાખીને હવે તું સુખી થા'શ? તને હું હવે સુખી થાવા દ'શ?

*　　　*　　　*

ચાંદો આથમી ગ્યો 'તો. રાત ભાંગતી ગઈ એમ એમ મારી આંખ્યમાં ઊંઘ વધવાને બદલે ઓછી થાતી ગઈ. જૂના સાથીએ કીધેલી વાત યાદ આવતી જાય એમ એમ મારું લોઈ તપતું જાય. ઢોલિયા વચ્ચોવચ્ચ આડે પડખે ઘોરતા પટેલ સામું જોઉં ને મારી આંખ્યમાંથી ઝેર વરહે. હથેળીની મૂઠી વળી જાય ને દાંતનાં જડબાં કચ-કચ બોલે. મનમાં થાય, કે હાલ્ય ઊઠીને મારું કામ પતાવી લઉં, ને પરેવાશ પે'લાં પંથે પડી જાઉં; પણ વળી વચ્ચાર આવે કે પટેલ હમણાં મૂતરવા ઊભો થાહે ને મને ભાળી જાહે તો ?

આમ ને આમ ગામમાં સોપો પડી ગ્યો. જળ જંપી ગ્યાં. રાત્ય બવ ભાંગી ગઈ હોય એમ લાગ્યું. હરણ્યું ઠેઠ ખોરડાને મોભે પૂગવા આવ્યું'તું. અડખેપડખે કોઈ કરતાં કોઈ સળવળતું નો'તું. ફક્ત એક ભેરવ આંબલીમાં બેઠી બેઠી ચડ ચડ ચડ ચડ બોલ્યા કરતી'તી. કોઈ કોઈ વાર ઊંચે આકાશમાં ચાંદરડું ખરતું દેખાતું 'તું.

મારે મારું કામ કરવું કે નહિ ઈ નો'તું સૂઝતું. જૂના સાથીની વાત યાદ આવે, ને થાય કે હાલ્ય ઊઠીને પટેલનો ઘડોલાડવો કરી નાખું. પટેલ સામું જોઉં ને મારી છાતી બેઠી જાય; પણ મારી હથેળી તણાવા માંડી. થયું, કે આમ ને આમ પટેલની ગળચી ભીંહીને એનો હૈડિયો દાબી દઉં; પણ પટેલ જાગી જાય ને મને પકડી લ્યે તો શું થાય ?

કો'કની ઘંટી ધરાવાનો અવાજ સંભળાણો. પછવાડે કો'ક નીરણુ–પૂળો કરવા ઊઠયું. ક્યાંક ઢોરના ખીલાસાંકળ ખખડ્યાં. કો'કે બળધને ડચકાર્યાં ને ગાડું ઉલાળ્યું. મારા પેટમાં ફ્રાસ્કો પડયો. હમણાં ભગભગું થઈ જાહે ને પટેલ જાગી જાહે.

મારી નજર ઓશરીને ટોડલે પડી. ધોળું દૂધ જેવું કાં'ક ભાળીને હું ચમકી. નાગબાપા તો નંઈ હોય: ધોળા દૂધ જેવા! બીતાં બીતાં પાંહે જઈને જોયું ત્યાં તો દાતરડું! લવાર પાણી ચડાવીને મૂકી ગયો'તો. સવારમાં સાથી ઈ લેવા આવશે. મેં દાતરડું હાથમાં લીધું ને મારી છાતીમાં ધડક ધડક થાવા મંડયું. આઠ વરહ પહેલાં એક દિ' આવા દાંતરડાએ કોશના વરતનું રાંઢવું કાપી નાખ્યું'તું. મારા હોઠ ફફડવા મંડ્યા. 'હાય મા! એની ધાર તો જો! ચાંદરડાના ઝાંખા અજવાળામાં કેવી તગતગે છ!'

પટેલનું એક પડખું ઊનું થ્યું, એટલે ઈ બીજે પડખે ફર્યો. એના નાકના ફોરણામાંથી જાણે કે રાફડાના ભોરિંગ ફુંફાડા મારતા'તા. ડોકનો હૈડિયો ઊંચોનીચો થાતો 'તો. ગાલ ઉપર ચણોઠી જેવા લોહીના ટશિયા ફૂટતા 'તા. શું કામ નો ફૂટે? પારકા લોહીના પીનારા, તેં મને મોજડિયું-ના માર માર્યા ઈ હું તને કોરો, હેમખેમ મેલીને જા'શ?

મારગે કો'કનું ખાલી ગાડું ખડખડ ભડભડ કરતું નીકળ્યું ને હું ઢોલિયાથી આઘી ખસી ગઈ. આંબલીની ભેરવ આજે મારી ઘોડયે જરા ય ઊંઘતી જ નહોતી. ચડ

ચડ ચડ ચડ બોલ્યા જ કરે. મેં મારું લુગડાલત્તાંનું પોટલું કાંખમાં ઘાલ્યું. સીમમાં અવરજવર શરૂ થઈ જાય ઇ પહેલાં હું મારો મારગ કરી લઉં.

મનમાં થ્યું: મરવું તો પછી કાળું મોં શું કરવું ? આવો મોકો મળ્યો છે, તો એક ઘા ને બે કટકા કાં નથી કરતી ? દા' આવ્યો છે તો સોગઠી મારી લે: નીકર પછી આયખું આખું ય એરતો રઈ જાહે. મને બધેય ઉજાશ ઉજાશ દેખાવા મંડ્યો; જાણે કે દીવા દીવા થઈ રિયા. હાથમાં દાતરડું લઈ ને હું તો ગઈ પટેલને ઓશીકે. કૂણા ગલકા જેવી એની ડોક વાઢવાનું મન થાય એમ ઘડીક ફૂલતી'તી ને ઘડીક હેઠી બેહતી'તી. મેં તો સંધુય જોર ભેગું કરીને એના હૈડિયા ઉપર દાતરડી મેલી. 'મારા ધણીને કમોતે ગૂડીને મને પડખામાં પાટું મારનાર, લે !' કહીને ભાર દઈને દાતરડી દાબી દીધી.

પાકેલ પદકોરું ભચ્ચ કરતુંક ને ફાડી પડે એમ એનું માથું ઓશીકે લબડી પડ્યું.

ઝટઝટ કાંખમાં પોટકું ઘાલીને હું સીમને શેઢે વે'તી થઈ ગઈ.

વાંહે બોલી આંમલીમાં ચડ ચડ ચડ ચડ કરતી ભેરવના ભણકારા તો જાણે કે ઠેઠ વાગડ સુધી સંભરાણા...!



"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચિપત્ર

સદ્‌ગત સ્વામીજીના સમયમાં છપાયલાં
પુસ્તકોની યાદી

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો—

**સંપૂર્ણ મહાભારત-ભાષાંતર**—દળદાર સાત ગ્રંથોમાં ૪૫–૦
**ગિરધરકૃત રામાયણ**—કવિ ગિરધરદાસકૃત ૪–૮
**માનસ રામાયણ**—બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં (૩૦ ચિત્રો સાથે) ૭–૦
**તુલસીકૃત રામાયણ**—બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે (૩૬ ચિત્રો સાથે) ૭–૮
**વાલ્મીકિ રામાયણ**—(નવી આવૃત્તિ છપાય છે.)
" " —ભાગ બીજો (આવૃત્તિ ત્રીજી છૂટક મળશે.)... ૩–૦
**ભગવતી (દેવી) ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરો ૬–૦
**મહાભારતનું શાંતિપર્વ**—રાજધર્મ, આપદ્‌ધર્મ, અને મોક્ષધર્મ—ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો—વિશેષ, મુખ્ય તથા ગૌણ ધર્મો ઇત્યાદિ ... ... ૭–૮
**વૈદિક વિનય**—દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર તથા વિસ્તૃત સમજૂતી સાથે ૩–૧૨
**આખ્યાનમાળા**—બે ગ્રંથમાં સ્વ૦ અનંતપ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ... ... ... ... ૬–૦
**આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે... ૦–૬

**ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના ઉપદેશો... ૧–૮
**પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ ... ... ... ૧–૦
**સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દષ્ટાંતો ... ૧–૮
**વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે... ૦–૪
**વિષ્ણુસહસ્રનામાવલિ દર્શન**–ભગવાન વિષ્ણુનાં હજાર નામોના અર્થ–વિસ્તૃત વિવરણ સાથે ... ૦–૬
**મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ૩–૦
**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ... ... ૧–૦

## સંતવાણી તથા ઉપદેશો—

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇત્યાદિ અનેક પ્રકારના **સમર્થ રામદાસના** ઉપદેશો ... ... ... ૨–૮
**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–પ્રભુપ્રેમ–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૬–૦
**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિનો સંગ્રહ ૫૬૦ ... ... ... ૨–૮
**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૬૩૧ ઉત્તમ ભજનોનો સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ... ... ૨–૮
**'સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં— **વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧ લા રૂપે) ... ૨–૮

સદુપદેશો–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ૨–૮

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો–ધર્મ એટલે શું?** ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભારતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિક

**સદુપદેશો**–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી... ૨–૪

**ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮ મા રૂપે) ૧–૮

**પાતંજલયોગ ને જ્ઞાનયોગ**–(ભાગ ૧૦–૧૧ રૂપે) ૨–૦

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો–દેશપરદેશના મહાન પુરુષોનાં બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ... ... ૨–૮

**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર ... ૬–૮

**સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ૨–૮

**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** ૧–૬

**ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં મહાન ૨૯ ભક્તોનાં અદ્ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૨–૮

**ભારતના વીરપુરુષો**–મધ્યયુગમાં થઈ ગયેલા ઐતિહાસિક ૪૦ ભારતીય વીર પુરુષોનાં ચરિત્રો ૧–૪

**સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના થોડા ઉપયોગી ઉપદેશો સાથે ૩–૦

**સ્વામી વિવેકાનંદ** બાળપણથી સમાધિ પર્યંતના જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ૩–૦

**રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર ... ૨–૮

**મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ૦–૧૦

**શ્રી રામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો** ૧–૦

**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બેચરિત્રો ૨–૮

**મુસ્લિમ મહાત્માઓ**–૬૬ મુસ્લિમ સૂફી સંતોનાં ઉપદેશો સાથે ચરિત્રો ૨–૪

**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ૧–૦

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન પ૨૮ સતીઓનાં ચરિત્રોનો સૌથી મોટો ને એકંદર પાન–૨૨૬૮ નો સસ્તો સંગ્રહ ૯–૦

**દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૦–૮

**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૨–૮

,, – **૨જો**–કુંટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૨–૮

,, – **પમો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૨–૮

,, – **૬ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૨–૮

**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગનાં ટૂંકાં ૩૨૫ દૃષ્ટાંતો ૨–૦

**સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારૂં પુસ્તક ૨–૦

**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ૨–૦

**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા પાગલ હરનાથની જાણવા લાયક વાતો ૨–૦

**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ૨–૦

**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૨–૦

**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૨–૦

**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બતાવનારૂં પુસ્તક ૨–૦

**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગનાં ૧૨ પગથિયાંની સમજ ૨–૦

**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૨–૦

## ભગવદ્ગીતાઓ—

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી ' ભાવાર્થ દીપિકા 'ની ટીકાના સરળ અર્થ સાથે ૪–૦

**શ્રીભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ... ૦–૮

**શ્રીમદ્ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ૦–૪

## યોગ ને વેદાંત—

**જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી–વગેરે ઉપર સ્વામી વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ... ... ૦–૧૨

**રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિકરૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૦–૧૨

**પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદના વિવેચન સાથે ૧–૦

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃતઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૦–૮

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ** ૧૦ મી આવૃત્તિ : અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૬–૦

**વૈદક સંબંધી વિચારો**–બે ભાગમાં, આરોગ્ય અને વૈદકના ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૩–૧૨

**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧ લો તથા ૨ જો વૈદ્ય તિલકચંદ તારાચંદકૃતઃ આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ અને તેના સચોટ ઉપચારોનો ઉત્તમ સંગ્રહ ૪–૪

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ ૩જી) ૧–૮

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧–૨ : મહાપુરુષોનાં ચરિત્રો પરથી બોધક ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ

**ભાગ્યના ભ્રષ્ટાઓ**–મનુષ્ય પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવી રીતે રચી શકે? તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ૨–૮

**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો સંગ્રહ ૫–૪

**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૩–૦

**સુબોધપુષ્પવાટિકા**–ઈરાનના પ્રસિદ્ધ મહાત્મા શેખ સાદીકૃત નીતિવિષયક, મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તકઃ રાજાની તથા ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ અનેક ઉપદેશો ૦–૫

**સુબોધકથાસાર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૨–૦

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક ૧–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોની વાતો**—ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ૦–૬
,, ,, —ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૦–૮
**સદ્‌ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... ૦–૮

# ટ્રસ્ટીઓએ બહાર પાડેલાં પુસ્તકોની યાદી

## ધાર્મિક ગ્રંથો—

**મહાવાક્ય રત્નાવલિ**—સરળ અર્થ સાથે ... ... ૦–૧૨
**ઉપનિષદો—૧૧૨**—સરળ ગુજરાતી ભાષાંતર—ચાર ભાગ ૪–૦
**દત્ત–પરશુરામ** અથવા આત્મદર્શનયોગ, ભગવાન દત્તાત્રેયપ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે ... ૨–૦
**હું કોણ?** અથવા ઉકાભક્તનું આત્મદર્શન–લેખક: સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૨–૦
**પરમાનંદની પ્રાપ્તિ**—શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ... ... ... ૧–૮
**વિદુરનીતિ**—શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ૦–૧૨
**મોક્ષમાળા**—શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક મહાત્મા ગાંધીજીના પરિચય સાથે ... ૧–૪
**પરમસુખી થવાના ઉપાય**—શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ... ૨–૦
**વિવેકાનંદસાર**—વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨–૦
**રામકૃષ્ણકથામૃત**—બે ભાગ ભેગા, નવી આવૃત્તિ, ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇત્યાદિ ૫–૦
**શ્રીમદ્ ભાગવત**—બે ગ્રંથમાં—સરળ ભાષાંતર આવૃત્તિ ૧૧મી (૨૭ ચિત્રો સાથે) ... ... ... ... ૮–૦

જીવનચરિત્રો—



સ્ત્રીઉપયોગી સાહિત્ય—

## ભગવદ્‌ગીતાઓ—

**અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ૦–૮
**અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧–૦
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા પંડિત નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે (કદ પત્રણા) ૧–૧૦

## વેદાંત ને યોગના ગ્રંથો—

**વિચારસાગર**–વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ૨–૮
**લઘુ યોગવાસિષ્ઠ**–મહામૂલા જીવનની હરેક પળ યોગપૂર્ણ વિતાવવા સલાહપ્રેરતું અજોડ પુસ્તક ... ૨–૮
**યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો–મોટા અક્ષરોમાં ... ૧૨–૦
**આત્મવિલાસ**–સ્વામી આત્માનંદજીકૃત જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ... ૨–૦
**જીવન્મુક્તિવિવેક**–તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય ને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતોપ્રાચીન ગ્રંથ ૧–૪
**આત્મરામાયણ**–રામાયણનું ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૦·૧૧

## વૈદક અને વિજ્ઞાન—

**ખોરાકના ગુણદોષ**–લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ આયુર્વેદ અને એલોપથી જાણનાર ડાક્તરને હાથે લખાયલું વ્યવહારુ માર્ગદર્શક પુસ્તક ... ... ૦–૬
**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનસ્પતિઓના સેવન વિષે સમજૂતી ... ... ૦–૧૨
**આપણો ખોરાક**–લે. મિનુ મસાણી :: રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ? તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક ... ... ... ... ૦–૧૨

૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

હરેક પુસ્તકનું મૂલ્ય દસ આના છે.

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખક: કરસનદાસ માણેક
★ જગતના ભિન્ન ભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક: 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક: જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો

૪. **જીવનની કલા :** લેખક : રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન

૫. **જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લેખક : છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય

૬. **જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : "સોપાન"
★ એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા

૭. **ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦: ઇંદ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ : "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો

૯. **ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ : ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન

**૧૦. ગૃહજીવનનાં દશ્યો :** (સચિત્ર) લેખિકા : કુમુદ શેઠ
★ આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો

**૧૧. મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ : કાંતિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય

**૧૨. આરોગ્યસાધના :** લે૦ : ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન

**૧૩. ભગવાનનાં છોરુ :** (સચિત્ર) લે૦ : પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર

## જુન–૧૯૪૬માં પ્રસિદ્ધ થશે

બાકીનાં પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે ચોકક્સ જાહેરાત કરવામાં આવશે. એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે.

**૧૪. રવીન્દ્ર-જીવન :**
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પરિચય

**૧૫. ગુજરાતના સેવકો :**
★ ગુજરાતના મૂક સેવકોનો જીવનપરિચય

**૧૬. માતૃત્વ :**
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

**૧૭. જાગ્રત નારી :**
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

**૧૮. સાહસ કથાઓ :**
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

# યોજના વિષે માહિતી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના** રહેશે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણું મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂા. ૧૧–૪ ને બદલે **માત્ર રૂા. ૧૦)માં** મળશે.
- ટપાલથી મંગાવવા ઇચ્છનારે રૂા. ૧–૮ વધુ એટલે કુલ રૂા. ૧૧–૮ મોકલવા.
- 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને આ શ્રેણીનું પહેલું પુસ્તક '**પ્રકાશનાં પગલાં**' મોકલી અપાયું છે. એટલે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકો પૈકી જેમને આ શ્રેણીના ગ્રાહક થવું હશે, તેમને આ પુસ્તકની માળાના હિસાબે થતી કિંમતના રૂા. ૦–૮ બાદ કરીને રૂા. ૯–૮ તથા રૂા. ૧–૮ ટપાલખર્ચનો મળી કુલ રૂા. ૧૧–૦ મોકલી આપવા.
- પ્રથમનાં દસ પુસ્તકો તૈયાર થયાં છે; અને તે ગ્રાહક થતાંની સાથે જ મળશે–મોકલી અપાશે; તેમ જ બાકીનાં તૈયાર થશે, તેમ તેમ છ છ પુસ્તકો એક-સાથે મોકલી અપાશે.


**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

**ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને**
**કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨**

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# 'આમ સાહિત્ય ગ્રંથાવલિ'

છેલ્લી અર્ધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ** એમ ત્રણ મહાપુરુષો આપ્યા છે.



૧૮૭૪ / ૧૯૪૨

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો; ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિ-મુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબ ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘેર ઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यम्**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અને શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં-હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, **અમદાવાદ** અને કાળબાદેવી રોડ, **મુંબઈ-૨**